# પરમહંસ રામકૃષ્ણનાં

# બોધવચન

## (સમ્પૂર્ણ સંગ્રહ)

પ્રકાશક અને વેચનાર

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ. નં. ૧.

ૐ

પરમહંસ રામકૃષ્ણનાં

# બોધવચનો

અનુવાદક:
ઇશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાળા બી. એ.

પ્રકટ કર્તા અને વેચનાર
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ
સાસુન બિલ્ડીંગ્સ એલફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઇ

સં. ૧૯૮૪ ઈ. સ. ૧૯૨૮.

પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

સાસુન બિલ્ડીંગ્સ, એલફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ—૧.

☞ પુસ્તકોનું સૂચીપત્ર મંગાવો.





Printed and Published by **Natverlal Itcharam Desai** at
**The "Gujarati" Printing Press,** Sassoon **Buildings**
Elphinstone Circle, Fort, **Bombay.**

# પ્રસ્તાવના

પરમહંસ રામકૃષ્ણનાં બોધવચનોની આ ત્રીજી આવૃત્તિ પ્રકટ કરતી વખતે પ્રસ્તાવના રૂપે યત્કિંચિત્ નિવેદન વાચકવૃંદ આગળ કરીએ છીએ. પ્રથમ આવૃત્તિમાં દર્શાવ્યા પ્રમાણે હસ્તામલકને જેમ દર્પણની આકાંક્ષા નથી તેમ આ બોધવચનના લઘુ ગ્રન્થને પ્રજા આગળ સાદર રજુ કરતી વખતે પણ મોટું વિવેચન કરવાની જરૂર નથી; પણ આ આવૃત્તિમાં આગલી આવૃત્તિઓ કરતાં ફેરફાર શો કરવામાં આવ્યો છે તે જણાવવું આવશ્યક છે. પ્રથમ આવૃત્તિ ભટ્ટ મેકસમુલરના અંગ્રેજી ગ્રન્થ ઉપરથી તૈયાર કરવામાં આવી હતી. બીજી આવૃત્તિ વખતે પરમહંસ રામકૃષ્ણના મહાન્ શિષ્ય સ્વામી વિવેકાનંદના શિષ્ય સ્વામી અભેદાનંદની આવૃત્તિ ઉપરથી કેટલોક સુધારો વધારો કરવામાં આવ્યો હતો. આ ત્રીજી આવૃત્તિમાં બોધવચનોનો સંપૂર્ણ સંગ્રહ કરાયલો છે, અને બંગાલી તથા અંગ્રેજી બીજા ગ્રન્થોનો પણ આધાર લેવાયલો છે, અને બોધવચનોની સંખ્યા ક્રમવાર વધારી છે. એ ઉપરાંત આ આવૃત્તિમાં સ્વામી રામકૃષ્ણનું જીવન ચરિત્ર ઓછું કરવામાં આવ્યું છે, કારણ કે તેમનુ વિસ્તૃત અને પ્રમાણભૂત રસિક ચરિત્ર તેમના મુખ્ય શિષ્ય સ્વામી વિવેકાનંદનું લખેલું છે "વિવેકાનંદ વિચારમાળા" નામની જે ગ્રન્થમાળા "ગુજરાતી" પ્રેસ તરફથી પ્રકટ કરવામાં આવી છે, તેના પ્રથમ અને દ્વિતીય ભાગમાં "મારા ગુરૂ" અને "રામકૃષ્ણ–તેનું ચરિત્ર અને વચનો" એ મથાળા નીચે છપાયલું છે; તે વાંચી જવાની વાંચનારને વિનતિ છે. આ નવીન સંસ્કરણમાં સ્વામી રામકૃષ્ણ પરમહંસનાં સમગ્ર બોધવચનોનો સમાવેશ કરાયલો છે, અને આશા છે કે આ દૈવી પુરુષપ્રતિ પ્રેમપૂર્વક પૂજ્યભાવ ધરાવનારાઓને અને ધાર્મિક તત્ત્વજ્ઞાનાભિલાષી ગુજરાતી પ્રજાને આ સંસ્કરણ વિશેષ માન્ય અને પ્રિય થઇ પડશે.

મુંબઈ
રામનવમી
સં. ૧૯૮૪

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

# વિષયાનુક્રમણિકા



## પરમાત્મા


| વિષય. | અંક. | વિષય. | અંક. |
|---|---|---|---|
| ઈશ્વરનું અસ્તિત્વ ... ... | ૧ | ઈશ્વરનાં નામ... ... ... | ૭૦ |
| ઇશ્વરનું એકત્વ ... ... | ૩ | અપરોક્ષ દર્શન કરનાર ... | ૭૫ |
| ઇશ્વરનાં રૂપો અનેક છે ... | ૫ | ઇશ્વરનું પ્રાકટ્ય ... ... | ૭૮ |
| સર્વ ધર્મો ઈશ્વર પ્રતિ જાય છે | ૭ | ઈશ્વર નિર્જીવ ભેટ પણ સ્વીકારે છે ... ... ... | ૮૨ |
| સાકાર અને નિરાકાર ... | ૧૨ | હૃદયાકાશમાં ઈશ્વરનો પ્રકાશ.. | ૮૪ |
| બ્રહ્મનું લક્ષણ ... ... ... | ૧૫ | ઝાંખી ... ... ... ... | ૮૬ |
| મૂર્ત અને અમૂર્ત ... ... | ૨૦ | ભક્ત કુકર્મ કરતો નથી ... | ૯૦ |
| માયા અને બ્રહ્મ ... ... | ૨૫ | ભક્ત સંસારથી લેપાતો નથી. | ૯૩ |
| બ્રહ્મ અનિર્વચનીય છે ... | ૨૯ | નિઃસ્પૃહી ભક્ત ... ... | ૯૬ |
| સગુણ નિર્ગુણ ... ... | ૩૨ | જ્ઞાન અને ભક્તિ ... ... | ૯૯ |
| જીવ અને ઈશ્વર ... ... | ૩૪ | મૂર્તિપૂજા ... ... ... | ૧૦૨ |
| જીવાત્મા પરમાત્માનો સંબંધ.. | ૩૬ | સર્વવ્યાપી ઈશ્વર ... ... | ૧૦૫ |
| જીવ ઇશ્વરનો સંબંધ ... ... | ૪૨ | મોક્ષ ... ... ... ... | ૧૦૭ |
| તીવ્ર મુમુક્ષુતા ... ... | ૪૬ | અંતરયામિન્ ... ... ... | ૧૦૯ |
| જિજ્ઞાસા ... ... ... | ૫૪ | સૂત્રાત્મા ... ... ... | ૧૦૯ |
| દર્શન કેમ થાય? ... ... | ૬૩ | | |


## ઉદ્ધારક, મહાત્મા અને ગુરુ.


| | | | |
|---|---|---|---|
| અવતારી પુરુષો પ્રભુપાર્ષદ છે | ૧૧૦ | મહાત્મા ... ... ... | ૧૩૦ |
| અવતારો મોક્ષદાતા છે ... | ૧૧૫ | સિદ્ધ પુરુષો સંસારથી અલિપ્ત રહે છે ... ... ... | ૧૩૩ |
| અવતારો અનેક છે ... ... | ૧૧૮ | મહાત્માઓ અહંભાવનો માત્ર આભાસ રાખી રહેલા હોય છે ... | ૧૩૬ |
| અવતાર અને સિદ્ધો ... | ૧૨૩ | | |
| સિદ્ધના પ્રકાર ... ... | ૧૨૮ | | |

| વિષય. | અંક. |
|---|---|
| સિદ્ધ પુરુષોનો ઉપદેશ ... | ૧૫૫ |
| કાચો ઉપદેશક ... ... | ૧૬૧ |
| પરમાત્મા સર્વ જ્ઞાનનું બીજ છે | ૧૬૪ |
| સ્વસ્થાનમાં પેગમ્બર માન પામતો નથી... ... ... | ૧૬૬ |
| દૈવી જ્ઞાનનો પ્રકાશ ... | ૧૭૦ |
| સત્સંગ ... ... ... | ૧૭૩ |
| સદ્ગુરુ ... ... ... | ૧૮૦ |
| ગુરુની આવશ્યકતા ... ... | ૧૮૬ |
| શિષ્યે ગુરુ ઉપર ટીકા ન કરવી | ૧૯૦ |
| આત્મજ્ઞાનનો માર્ગ ગુરુ સરળ કરે છે | ૧૯૪ |
| સંન્યાસી ... ... ... | ૧૯૮ |

## ધાર્મિક જીવન

| વિષય. | અંક. |
|---|---|
| સ્વધર્મનિષ્ઠા ... ... | ૨૦૨ |
| ધાર્મિક સહનશીળતા ... | ૨૦૬ |
| મિથ્યા વાદવિવાદ ન કરવો | ૨૦૯ |
| વિધિ અને ક્રિયા ... ... | ૨૧૩ |
| મતમતાંતરો ... ... | ૨૨૧ |
| વાતો સહેલી છે, આચાર કઠિણ છે | ૨૨૮ |
| જન્મ સાથની બે વૃત્તિઓ ... | ૨૩૧ |
| બાળકોને ઇશ્વરપ્રતિ પ્રેરો ... | ૨૩૩ |
| સંસારીને ભક્તિ કરવાનો અનવકાશ ... ... | ૨૪૦ |
| સંસારીનું ધર્મમાં દાંભિક વર્તન | ૨૪૨ |
| ધર્મોપદેશ પ્રતિ સંસારીનું અલક્ષ્ય | ૨૪૫ |
| પાપીનું હૃદય ... ... | ૨૫૧ |
| વિષય અને ધનની તૃષ્ણાવાળું મન ... ... ... | ૨૫૭ |
| ઇશ્વરની કૃપાદૃષ્ટિથી સંસારી બદલાતો નથી ... ... | ૨૬૨ |
| સંસારીનો ઉપદેશ ... ... | ૨૬૮ |
| સંસારીનું મન ... ... | ૨૭૨ |
| સંસારી ઇંદ્રિયજન્ય સુખો વિશેષ પસંદ કરે છે ... ... | ૨૭૫ |
| વૈરાગ્યમાં મુક્તિ છે ... | ૨૮૧ |
| જગત્ અને ઇશ્વરની એકવાક્યતા | ૨૮૬ |
| વિકારોને કેમ જિતવા? ... | ૨૯૧ |
| તત્ત્વજ્ઞાનમાં રહેલી મોક્ષદાયક શક્તિ ... ... ... | ૨૯૨ |
| પ્રથમ ઇશ્વરને શોધો પછી જગતને ... ... ... | ૨૯૬ |
| વિષયોની ઇચ્છા રાખનારો ભક્ત | ૩૦૭ |
| મુમુક્ષુએ સંસારી સાથે ભેળાવું નહિ ... ... ... | ૩૦૭ |
| પાપાત્માથી દૂર રહો ... | ૩૧૦ |
| નિર્જન અને શાંત સ્થાનનું સેવન | ૩૧૫ |
| શુદ્ધ અંતઃકરણવાળાને ઇશ્વર દર્શન ... ... ... | ૩૨૧ |
| ખરો ધર્મશીળ કોણ? ... | ૩૨૫ |
| સંન્યાસી ... ... ... | ૩૩૪ |
| સાચો અને ઢોંગી સાધુ ... | ૩૩૯ |

| વિષય. | અંક. | વિષય. | અંક. |
|---|---|---|---|
| માણસોના પ્રકાર ... ... | ૩૪૨ | મનની નિર્બળતા કેમ જિતાય? ... ... ... | ૪૬૧ |
| ધાર્મિક લાભ હૃદયના ગુણો ઉપર અવલંબેલો છે. ... ... | ૩૫૦ | ઇશ્વર પ્રતિનો પ્રેમ ... ... | ૪૬૮ |
| મન અને વિચારની શક્તિ ... | ૩૫૧ | ભક્ત ... ... ... | ૪૭૮ |
| વિવેક અને વૈરાગ્ય ... ... | ૩૫૮ | સાચા ભક્તો સંઘમાં શા માટે રહે છે? ... ... ... | ૪૮૬ |
| શાસ્ત્રાધ્યયન ... ... ... | ૩૬૮ | | |
| આત્મજ્ઞાનના અનધિકારી ... | ૩૩૭ | સાચા ભક્તનો અખૂટ પ્રેમ ... | ૪૮૯ |
| પરા અને અપરા વિદ્યા ... | ૩૫૭ | હરિનું નામ અને ભક્તિ ... | ૪૯૨ |
| માયાની શક્તિ ... ... | ૩૭૭ | પ્રાર્થના અને તપ ... ... | ૪૯૪ |
| જગતનું મિથ્યાત્વ ... ... | ૩૮૭ | શ્રદ્ધા ... ... ... | ૪૯૯ |
| ક્ષણભંગુર દેહ ... ... | ૩૯૦ | નમ્રતા ... ... ... | ૫૦૭ |
| ખાન-પાન ... ... ... | ૩૯૬ | મિથ્યાભિમાન ... ... | ૫૧૨ |
| પૈસા અને દોલત ... ... | ૪૦૩ | ઇશ્વરની કૃપા ... ... .. | ૫૧૭ |
| પ્રશંસા અને નિંદા ... ... | ૪૦૭ | ખંત ... ... ... | ૫૨૪ |
| ક્ષમા અને સહનશીલતા ... | ૪૧૧ | બાળક જેવો થા ... ... | ૫૨૭ |
| અહંકાર ... ... ... | ૪૧૫ | સત્ય ... ... ... | ૫૩૧ |
| મૂઢાત્મા કહે છે કે "તે હું કરું છું." ... ... | ૪૨૨ | ઇશ્વરેચ્છાને શરણ થવું ... | ૫૩૨ |
| | | ભગવતી અંબા વિષે વિચાર... | ૫૪૩ |
| અહંકારનો નાશ. ... ... | ૪૨૫ | ભક્તનું બળ ... ... ... | ૫૪૫ |
| અહંભાવ અને દાસોઽહંભાવ ... | ૪૨૮ | અવિચ્છિન્ન ભક્તિ ... ... | ૫૪૭ |
| જીવની ઇચ્છાનું પરમાત્માની ઇચ્છામાં મિશ્રણ ... ... | ૪૩૨ | મનોનિગ્રહ ... ... ... | ૫૫૦ |
| | | માનસિક એકાગ્રવૃત્તિ ... | ૫૫૨ |
| શું અહંભાવ સમૂળ નષ્ટ થશે? | ૪૭૬ | ધ્યાન ... ... ... | ૫૫૬ |
| બે પ્રકારની અહંવૃત્તિ ... | ૪૩૯ | સમાધિ અવસ્થા ... ... | ૫૬૦ |
| ઇશ્વરનું સર્વ છે ... ... | ૪૪૩ | ભક્તને શું કોઇ વિશિષ્ટ વસ્ત્રની આવશ્યકતા છે? ... ... | ૫૬૬ |
| વર્ણધર્મ ... ... ... | ૪૪૭ | | |
| ભેદમાં અભેદ ... ... | ૪૫૫ | કૃતાત્મા ... ... ... | ૫૭૦ |

## ઉપદેશક કથાઓ


| વિષય. | અંક. |
|---|---|
| નટ અને તીવ્ર જિજ્ઞાસા ... | ૫૭૧ |
| ત્રાતા અને ભીતવાળા બાબ... | ૫૭૨ |
| કઠિયારો અને સંન્યાસી ... | ૫૭૩ |
| કુવો ખોદનાર માણસ ... | ૫૭૪ |
| તાવીજથી નદી તરનાર માણસ | ૫૭૫ |
| શ્રીરામચંદ્ર અને હનુમાન્ ... | ૫૭૬ |
| શિષ્ય અને ગુરુ—નામ પ્રભાવ | ૫૭૭ |
| ગોવાળણી અને પૂજારી ... | ૫૭૮ |
| પિતા અને તેના બે પુત્રો ... | ૫૭૯ |
| બે માણસો અને આમરાઇ... | ૫૮૦ |
| માખીઓ અને મધનું વાસણ | ૫૮૧ |
| શ્રીરામચંદ્ર અને સંન્યાસ ... | ૫૮૨ |
| ગૃહસ્થ અને ગરિબ બ્રાહ્મણ... | ૫૮૩ |
| કાળીમંદિર આગળનો સાધુ ... | ૫૮૪ |
| સમદ્રષ્ટિ રાખનારો સાધુ ... | ૫૮૫ |
| અવધૂત અને વરઘોડો ... | ૫૮૬ |
| અવધૂત અને માછીમાર ... | ૫૮૭ |
| અવધૂત અને બગલો ... | ૫૮૮ |
| સમડી અને માછલી ... | ૫૮૯ |
| તાંત્રીકની વિદ્યા ... ... | ૫૯૦ |
| મગર અને શિકારીઓ ... | ૫૯૧ |
| ઘરમાં રહેતી ધાવ ... ... | ૫૯૨ |
| વિદ્વાન બ્રાહ્મણ અને રાજા ... | ૫૯૩ |
| જ્ઞાની, ભક્ત, અને વ્યાઘ્ર ... | ૫૯૪ |
| બકરું અને રાસકુલનો ઉત્સવ | ૫૯૫ |
| આંધળાઓ અને હાથી ... | ૫૯૬ |

| વિષય. | અંક. |
|---|---|
| ઘંટાકર્ણ અને શિવજી ... | ૫૯૭ |
| રાજાના દરબારમાં વિદ્વાનોનો વિવાદ ... | ૫૯૮ |
| કલકત્તા પહોંચવાના ઘણા રસ્તા | ૫૯૯ |
| બ્રાહ્મણ અને ઇન્દ્ર ... ... | ૬૦૦ |
| સાધુના વેશમાં રહેલો ચોર... | ૬૦૧ |
| ગાંડપણનો ઢોંગ કરનાર માણસ | ૬૦૨ |
| બ્રાહ્મણ અને મોચી ... | ૬૦૩ |
| હરિદાસે પહેરેલું વાઘનું બનાવટી મોઢું ... ... | ૬૦૪ |
| બે તાંત્રીકો અને કાળીકા માતા | ૬૦૫ |
| બાપ અને તેનો મરણ પામતો પુત્ર ... ... | ૬૦૬ |
| કસાઈ અને દાનધર્મ... ... | ૬૦૭ |
| સર્પ અને સાધુ ... ... | ૬૦૮ |
| માળીના ઘરમાં માછણો ... | ૬૦૯ |
| ધનીક મારવાડી અને સંન્યાસ | ૬૧૦ |
| પાળેલી કૂતરી અને વિષયવાસના | ૫૧૧ |
| ત્યાગી ધણીધણીયાણી અને હીરો ... ... | ૬૧૨ |
| પૈસાદાર કાપડીઓ અને ગરીબ બ્રાહ્મણ ... ... | ૬૧૩ |
| કાર્તિક સ્વામી અને પાર્વતિ... | ૬૧૪ |
| બ્રાહ્મણ અને સંન્યાસી ... | ૬૧૫ |
| માછીમાર અને નવું તળાવ... | ૬૧૬ |
| રાજા અને સાધુપુત્ર ... ... | ૬૧૭ |

# વિષયાનુક્રમણિકા


| વિષય. | અંક. | વિષય. | અં |
|---|---|---|---|
| નારદ અને તેલનો વાડકો ... | ૬૧૮ | ચોખાના કોઠારમાંના ઉંદરો અને બદ્ધ જીવો ... ... | ૬૨ |
| પાળેલો નોળીઓ ... ... | ૬૧૯ | બેસી કરાવેલા બે બળદો અને વાસનાબળ ... ... ... | ૬૨ |
| શેઠ અને મુનિમ ... ... | ૬૨૦ | શંકરાચાર્ય અને દંભી શિષ્ય ... | ૬૩ |
| વાછરડું અને અહંભાવ ... | ૬૨૧ | તળાવના ઓવારા અને ધર્મ પંથો | ૬૩ |
| હજામ અને સોનાના સાત ચરુ | ૬૨૨ | આકસ્મિક ઉન્નતિ અને દ્વારકાનાથ મિત્ર ... ... | ૬૩ |
| અર્જુન અને શસ્ત્રધારી બ્રાહ્મણ | ૬૨૩ | સચ્ચિદાનંદરૂપી સાગરની ઝાંખી | ૬૩ |
| સંન્યાસી અને વેશ્યા ... | ૬૨૪ | | |
| સાધુ અને રોગી બાળક ... | ૬૨૫ | | |
| દીનતા અને ખરાબ વસ્તુ ... | ૬૨૬ | | |
| શુષ્ક વેદાંતી રાજા અને ગુરુદેવ | ૬૨૭ | | |






# પરમહંસ રામકૃષ્ણનાં બોધ વચન



હું તને જે કંઇ ઉપદેશ આપું, તે પ્રમાણે વર્તવાને તું
શક્તિમાન્ થઇશ? હું તને જે કંઈ કહું છું, તેના
સોળમા ભાગ જેટલું પણ જો તું આચરશે,
તો તું જરૂર પરમ ધામને પામશે.

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# પરમાત્મા

૧. રાત્રે આકાશને વિષે અનેક તારાઓ તું જોય છે, પણ સૂર્યોદય થતાં તે તને દેખાતા નથી. તેપરથી શું તું એમ કહી શકશે કે, દિવસના આકાશમાં તારાઓ નથી? ઓ માનવી! તેમ જ તારા અજ્ઞાનકાળમાં તું ઈશ્વરને ઓળખી શકતો નથી, માટે તારે એમ ન કહેવું કે, ઈશ્વર નથી.

ઈશ્વરનું અસ્તિત્વ.

૨. ઈશ્વર બહુનામી છે અને જેથી આપણે તેને જાણી શકીએ, એવાં તેનાં અનેક રૂપો છે. જે કોઈ રૂપ અથવા નામે તમો તેની પ્રાર્થના કરશો, તે જ નામ અને રૂપે તમોને તેનાં દર્શન થશે.

૩. વસ્તુતઃ એક જ પદાર્થ છે, છતાં પણ જેમ જળને જૂદા જૂદા લોકો "વૉટર," "વારી," "એકવા," "પાણી" આદિ નાના પ્રકારનાં નામોથી ઓળખે છે, તેમ જ એક સચ્ચિદાનંદને જૂદા જૂદા લોકો ગૉડ, અલ્લા, જેહોવા, હરિ, બ્રહ્મ આદિ જૂદાં જૂદાં નામોથી ઓળખે છે.

ઈશ્વરનું એકત્વ.

૪. એક કુંભારની દુકાનમાંના ઘડા, કુંજા, રકાબીઓ, પ્યાલાઓ આદિ જૂદાં જૂદાં નામ અને ઘાટવાળાં સર્વે વાસણો જેમ એક જ મૃત્તિકાનાં બનાવેલાં હોય છે, તેમ જ જૂદાં જૂદાં નામ અને રૂપોથી જૂદા જૂદા યુગોમાં અને જૂદા જૂદા દેશોમાં એક જ ઈશ્વર પૂજાય છે.

૫. પ્રશ્નઃ—જો જગતના સર્વ ધાર્મિક પંથમાં એક જ ઈશ્વરનું વર્ણન કરવામાં આવ્યું છે, તો પછી જૂદા જૂદા ધર્મોની ભિન્ન ભિન્ન દૃષ્ટિએ જોતાં શા માટે તે ઈશ્વર નિરનિરાળો દેખાય છે?

ઈશ્વરનાં રૂપો અનેક છે.

ઉત્તરઃ—ઈશ્વર એ એક જ છે, પણ તેનાં રૂપ અનેક છે. ઘરનો

ધણી કુટુંબમાંના એકનો "પિતા," બીજાનો "ભ્રાતા," ત્રીજાનો "પતિ" આદિ હોય છે અને તે લોકો તેને તે તે નામોથી બોલાવે છે; તેમ એક જ ઈશ્વરને ભક્તો જે જે સ્વરૂપમાં જોય છે, તે તે સ્વરૂપમાં તેને વર્ણવે છે અને વિવિધ નામે એને ઓળખાવે છે.

૬. જેમ એક ઘરના છાપરાપર દાદર, વાંસ, નિસરણી અથવા દોરડું, એમ કોઇ પણ સાધનદ્વારા જઈ શકાય છે, તેમ જ ઈશ્વરને પામવાના ઘણા જૂદા જૂદા ઉપાયો છે અને વિશ્વમાંના સર્વે ધર્મો, આમાંનો કોઇ પણ એક ઉપાય માત્ર શિખવે છે.

**સર્વ ધર્મો ઈશ્વર પ્રતિ જાય છે.**

૭. પરમાત્માને પ્રાપ્ત કરવામાં જૂદા જૂદા મત, પંથો તથા જૂદા જૂદા માર્ગો છે. જેમ (કલકત્તાના) કાળીઘાટ ઉપરના કાલિકાના મંદિરે જવાને અનેક જૂદા જૂદા માર્ગો છે, તેમ જ પરમાત્માના ઘર પ્રત્યે જવાના પણ અનેક જૂદા જૂદા માર્ગો છે અને દરેક ધર્મનો પંથ પણ આવા માર્ગોમાંનો એક માર્ગ જ માત્ર છે.

૮. જેમ એક જ સોનાનાં જૂદાં જૂદાં નામ અને ઘાટનાં અનેક આભૂષણો બનાવવામાં આવે છે, તેમ જ જૂદા જૂદા દેશોમાં અને કાળમાં, એક જ પ્રભુને નાના પ્રકારનાં નામ અને રૂપે પૂજવામાં આવે છે. ઈશ્વર જૂદા જૂદા વિચારો અને રૂપો પ્રમાણે પૂજાય છે—કેટલાકો એને પિતા તરિકે પૂજે છે, કેટલાકો એને માતા કહીને બોલાવે છે; કેટલાકો એને સખા ગણે છે; કેટલાકો એને પ્રિયતમ માને છે; કેટલાકો એની પોતાના હૃદયના અંતર્નિધિ તરિકે પ્રાર્થના કરે છે; કેટલાકો એને વહાલા બાળક તરિકે ઓળખાવે છે—આમ અનેક સંબંધે અને રૂપે પૂજાતો ઈશ્વર એકનો એક જ છે.

૯. નવી વહુ જેમ કુટુંબમાંના સાસુ સસરા આદિ સર્વ મનુષ્યો માટે હેત અને માન ધરાવે છે, છતાં પણ તે સર્વે કરતાં પોતાના પતિ પ્રતિ વધારે હેત રાખે છે; તેમ જ તમે પણ તમારા ઇષ્ટ દેવપરની

તમારી ભક્તિની ટેક દૃઢ રાખો, પણ સાથે સાથે બીજા દેવતાની નિંદા ન કરતાં તેને પણ માન આપજો.

૧૦. જ્યાં બીજાઓ દંડવત્ કરતા હોય ત્યાં તમો દંડવત્ તથા પૂજન કરો; કારણ કે જ્યાં આટઆટલાં અનેક મનુષ્યો પૂજનાદિક અર્થે એકત્ર થયેલાં છે, ત્યાં કૃપાળુ પરમેશ્વર જરૂર પ્રત્યક્ષ દર્શન દેશે–કારણ કે તે ઘણોજ દયાળુ છે.

૧૧. જેમ ખાંડનાં જૂદાં જૂદાં પક્ષીઓ અને પ્રાણીઓના ઘાટના રમકડાં બને છે, તેમ જૂદા જૂદા લોકો જૂદે જૂદે વખતે એક જ કૃપાળુ ઈશ્વરી શક્તિને અનેક નામ અને રૂપે પૂજે છે. જૂદા જૂદા પંથોના, એ એક જ સર્વ શક્તિમાન્ ઈશ્વરને પહોંચવાના જૂદા જૂદા રસ્તાઓ છે.

૧૨. કાંકીડાના રંગ વિષે બે મનુષ્યો ઘણી તકરાર કરતા હતા.

**સાકાર અને નિરાકાર.**

એક કહે કે, "પેલા તાડપરના કાંકીડાનો રંગ કેવો સુંદર લાલ છે," ને બીજો વિરુદ્ધમાં કહે કે, "તું ભૂલ કરે છે, તેનો રંગ લાલ નહીં, પણ આસમાની છે." પોતાની તકરાર માંહોમાંહે પતાવી ન શકવાથી, તેઓ એક મનુષ્ય, જે તે ઝાડ નીચે રહીને હંમેશાં તે કાંકીડાના જૂદા જૂદા રંગોને જોતો હતો, તેની પાસે ગયા. એકે પૂછ્યું, "ભાઇ! પેલા ઝાડપરનો કાંકીડો લાલ રંગનો છેની?" તે પુરુષે કહ્યું, "હા મહેરબાન." પ્રતિવાદીએ કહ્યું, "તમો એ શું કહે છો? એમ કેમ હોય? એ લાલ નથી, પણ આસમાની છે." તે પુરુષે પુનઃ નમ્રતાથી ઉત્તર આપ્યું, "હા મહેરબાન." તે પુરુષ જાણતો હતો કે, કાંકીડો, એ વારંવાર બદલાતા રંગવાળા પ્રાણીઓમાંનું એક છે અને તેથી તેણે આવા બે પરસ્પર વિરુદ્ધ પ્રશ્નોનું ઉત્તર "હા"થી જ આપ્યું.

તેમ જ સચ્ચિદાનંદ પણ નાના રૂપધારી છે. જે ભક્તે ઈશ્વરને એક જ રૂપમાં જોયેલો છે, તે તેને તે જ રૂપમાં માત્ર જાણી શકે છે, પણ જેણે તેને અનેક રૂપોમાં જાણેલો છે, તે જ માત્ર કહેવાને

અર્થ છે કે, "આ સઘળાં રૂપો એક જ ઈશ્વરનાં છે, કારણ કે ઈશ્વર અનેક રૂપધારી છે," તે નિરાકાર પણ છે અને સાકાર પણ છે; વળી તેનાં અન્ય ઘણાંક રૂપો છે, જે કોઇ પણ જાણતું નથી.

૧૩. અગ્નિ નિરાકાર છે, પરંતુ પ્રકાશિત અંગારામાં તેને અમુક આકાર ધારણ કીધો હોય તેવો દેખાય છે અને તેથી તે વેળાએ નિરાકાર અગ્નિ પણ સાકારરૂપે દશ્યમાન થાય છે. તેવી જ રીતે, નિરાકાર પરમાત્મા પણ કેટલીક વાર આકાર ધારણ કરીને સાકારરૂપે પ્રત્યક્ષ થાય છે.

૧૪. જ્યારે ઘંટ વાગતો હોય છે ત્યારે વારંવાર થતા કડીંગાઓ એક બીજાથી જૂદા જૂદા આકારમાં વર્તાય છે, પણ જ્યારે તે વાગતો બંધ થાય છે ત્યારે એક નહીં વર્તી શકાય એવો નાદ જ માત્ર સંભળાય છે. પ્રથમ આપણે એક અવાજ, બીજા અવાજથી તદન છૂટો, જાણે કે તેને અમુક આકાર હોયની તેમ વર્તી શકીએ છીએ; પણ જ્યારે છૂટા છૂટા કડીંગા બંધ થાય છે, ત્યારે પછવાડે રહેતો અત્રુટક નાદ, જાણે આકાર રહિત હોય તેમ બીલકુલ વર્તી શકાતો નથી. ઘંટના શબ્દની માફક, ઈશ્વર પણ સાકાર અને નિરાકાર બંને રૂપે છે.

૧૫. પ્રશ્નઃ—બ્રહ્મનું લક્ષણ કહો?

**બ્રહ્મનું લક્ષણ.** ઉત્તરઃ—બ્રહ્મ નિર્ગુણ, અવિકારી, અચળ અને મેરુ પર્વતના સમાન સ્થિર છે.

૧૬. તેનું નામ જ્ઞાન (ચિન્મય) છે, તેનું સ્થાન પણ જ્ઞાન છે અને તે ઈશ્વર, સ્વયં પણ જ્ઞાન જ છે.

૧૭. ઈશ્વર હસ્તિને સોયના નાકામાંથી પણ પસાર કરી શકે. એ જે ઇચ્છે તે કરી શકે.

૧૮. સૂર્ય પૃથ્વીથી અતિશય મોટો છે, છતાં પણ અતિશય દૂર હોવાને લીધે તે એક નાની રકાબી જેટલો જ દેખાય છે. તેમ ઇશ્વર પણ અતિ વિશાળ છે, તથાપિ આપણે તેનાથી અતિશય દૂર હોવાથી તેની ખરી મહત્તા સમજવાને અશક્ત રહીએ છીએ.

૧૯. પરમાત્મા પૂર્ણ અને સનાતન બ્રહ્મ છે, તેમ જ આ વિશ્વનો પિતા છે. અછેદ્ય સચ્ચિદાનંદ બ્રહ્મ એક વિશાળ અને કીનારા વગરના—નિઃસીમ—સાગર જેવો છે. એની અંદર હું માત્ર તરફડીઆં મારું છું અને ડબકીયાં ખાઉં છું. પણ જ્યારે હું નિત્ય પ્રવૃત્તિવાળા સાકાર હરિને શરણે જાઉં છું ત્યારે જેમ, કીનારા પાસે આવતાં ડૂબતાં માણસને શાંતિ મળે છે, તેમ હું શાંતિને પામું છું.

**મૂર્ત અને અમૂર્ત.**

૨૦. જેમ ઠંડીથી ઠરી ગયેલું પાણી બરફ છે, તેમ જ સર્વ શક્તિમાનનો દૃશ્યમાન આકાર, એ નિરાકાર સર્વવ્યાપી બ્રહ્મનો ભૌતિક સાક્ષાત્કાર છે. ખરેખરી રીતે તે મૂર્તિમાન્ સચ્ચિદાનંદ જ છે. બરફ જેમ પાણીનો જ અંશ અને ભાગ છે, થોડોક વાર પાણીમાં જેમનું તેમ રહે છે ને પછી પીગળી જાય છે, તેમ જ સાકાર બ્રહ્મ એ નિરાકારના અંશ અને ભાગ જ છે; તે નિરાકારમાંથી ઉદ્ભવે છે, તેમાં જ રહે છે અને છેવટે તેમાં મળી જઇને અદૃશ્ય થઇ જાય છે.

૨૧. ઈશ્વર નિરાકાર છે તથા સાકાર પણ છે અને તે સાકારત્વ તેમ જ નિરાકારત્વથી પર છે. તે બીજું શું છે, તે તો તે પોતે જ કહી શકે.

૨૨. ભક્તિમાર્ગના અમુક સોપાને ચહડેલો ભક્ત, સાકાર ઈશ્વરમાં આનંદ પામે છે અને બીજાં સોપાને ચહડેલો તે નિરાકારમાં આનંદ પામે છે.

૨૩. સાકાર ઈશ્વર પ્રત્યક્ષ છે, એટલું જ નહીં, પણ આપણે તેને એક ખરા અને પ્રેમી સખાની માફક ભેટી પણ શકીએ.

૨૪. જેમ એક જ માછલીનો સેરવો, કઢી આદિ અનેક જાતના પાકો બનાવવામાં આવે છે અને તેમાં દરેકમાં જેમ જૂદા જૂદા સ્વાદ છે; તેમ જ આ વિશ્વનો સ્વામી, જો કે એક જ છે તોપણ જૂદા જૂદા ભકતોની નાના પ્રકારની ઇચ્છા મુજબ નાના રૂપે દેખાવ દે છે; અને

આમાંના દરેક ભક્તને તેમાંનું કોઇ પણ એક રૂપ વધુ પ્રિય લાગે છે, અને તેના સંબંધી જૂદો જ સ્વવિચાર ધરાવે છે. કોઇ તેને એક માયાળુ સ્વામી જેવો, કોઈ તેને પ્રિય પિતા જેવો, કોઈ પ્રિય પ્રસન્નવદન માતા જેવો, કોઇ નિઃસ્પૃહી મિત્ર જેવો, કોઇ શુદ્ધ પતિ જેવો અને કોઇ તેને શુદ્ધ અને આજ્ઞાનુસારી સુખ આપનાર પુત્ર જેવો જુવે છે.

૨૫. પ્રશ્નઃ—માયાનો અને બ્રહ્મનો સંબંધ કેવો છે?

**માયા અને બ્રહ્મ.**

ઉત્તરઃ—જો માયાને ચંચલ અને દોડતા સર્પ સાથે સરખાવીએ તો બ્રહ્મને નિશ્ચલ જડવત્ પડેલા સર્પ જેવો કહી શકીએ. કેવળ અદ્વિતીય, નિત્ય, સનાતન અને નિશ્ચળ સત્, ચિત્ અને આનંદરૂપ બ્રહ્મની સર્વત્ર પ્રસરિત અને સર્વને વ્યક્ત થતી શક્તિનું નામ માયા છે.

૨૫ (ક.) જેમ સમુદ્રનું પાણી એક સમયે શાંત હોય છે, અને બીજે સમયે ડોલાયમાન હોય છે, તેમ બ્રહ્મ અને માયા રહેલાં છે. પૂર્ણ શાંતિવાળો સમુદ્ર તે બ્રહ્મ, અને વ્યગ્રાવસ્થાવાળો સમુદ્ર તે બ્રહ્મની માયા.

૨૫. (ખ.) બ્રહ્મ અને શક્તિ (માયા)નો સંબંધ અગ્નિ અને તેની સ્વાભાવિક દાહક ઉષ્ણ—પ્રકાશક શક્તિના જેવો,—આધાર આધેયના સંબંધ જેવો છે.

૨૬. દૃશ્ય જગતની જાળમાં પડવાથી નિત્યાનંદ એવું બ્રહ્મ રડતું અને કકળતું હોય એવો ભાસ થાય છે.

૨૭. એક વેળાએ ગુરુ મહારાજે, પોતાના શિષ્યોને બોધ આપતાં આપતાં પોતાની બે આંગળીઓ ઉભી કરીને તથા તેમાંની એક પાછી નીચી વાળી દઇને, સંજ્ઞાથી સમજાવ્યું કે, "બ્રહ્મ અને માયા"નું જોડકું છે, અને જ્યારે તેમાંથી માયાનો લોપ થાય છે ત્યારે એક અદ્વિતીય નિત્ય બ્રહ્મ જ રહે છે, પણ જગતનું કાંઇ ચિહ્ન રહેતું નથી.

૨૮. માયા જ બ્રહ્મનું દર્શન કરાવે છે. જો માયા અને તત્કૃત જગત્ ન હોત તો નિત્ય અને સનાતન એવા બ્રહ્મનું અનુભવજ્ઞાન કોણ

પ્રાપ્ત કરી શકતે? ઈશ્વરની વ્યક્ત પામેલી શક્તિને જાણ્યા વિના તેને જાણવાનું એકે સાધન નથી.

૨૮, (ક.) સર્પને પોતાના દાંતમાં રહેલા ઝેરથી ઝેર ચઢતું નથી, પણ તે જ્યારે બીજાને ડંસે છે ત્યારે તેનું તે ઝેર મૃત્યુ આણે છે. એવી જ રીતે માયા પરમાત્મામાં રહેલી છે, પણ તે તેને કંઇ અસર કરી શકતી નથી; પણ તે જ માયા આ આખું ભ્રમાત્મક વિશ્વ ઉત્પન્ન કરી ભાંગફોડ કરે છે.

૨૯. પ્રશ્ન:—બ્રહ્મને વર્ણવી શકાશે?

**બ્રહ્મ અનિર્વચનીય છે.**

ઉત્તર:—શબ્દથી બ્રહ્મને વર્ણવી શકાશે નહિ. સાગરને કદી પણ નહિ જોયેલા પુરુષને તેના વિસ્તારનું જ્ઞાન આપવાની ઇચ્છા રાખનાર જેમ "તે એક પાણીની મ્હોટી ચાદર છે—પાણીનો વિશાળ જથ્થો છે—પાણી જ પાણી—માત્ર ચારે દિશામાં સર્વત્ર જળ જ ભરેલું છે—વિશ્વ સઘળું જળમય જ સમજ" વગેરે કહી તેનું વર્ણન કરી શકે છે, પણ યથાર્થ સમજાવી શકતો નથી; તેમ જ બ્રહ્મને પ્રાપ્ત કરનારો પણ "બ્રહ્મ જ બ્રહ્મ—સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્મ જ છે" એટલું જ કહી શકે છે, પણ વધારે સ્પષ્ટપણે વર્ણવી શકતો નથી.

૩૦. માત્ર પુસ્તકો શિખીને જ કોઇને પણ ઈશ્વર સંબંધી જ્ઞાન આપવાની ઇચ્છા કરનાર મનુષ્ય, માત્ર નકશા અથવા ચિત્રપરથી જ કાશીની મહત્તાનો વિચાર આપવા નિકળનાર મનુષ્યના જેવો છે.

૩૧. વેદો, તંત્રો, પુરાણો અને દુનિયાનાં બીજાં સર્વ પુસ્તકો, ઉલટી કીધેલા અન્નની માફક અપવિત્ર થઈ ગયાં છે; કારણ કે તેઓ અનંતવાર મનુષ્યના મુખથી ચવાઈ ગયલાં છે. પણ બ્રહ્મ અથવા સ્વયંભૂ કદી પણ અપવિત્ર થયો નથી, કારણ કે કોઈ પણ એને મનુષ્યની ભાષામાં સ્પષ્ટપણે બતાવવાને શક્તિમાન્ થયું નથી.

૩૨. જેમ એક વખતે મેં કપડાં ધારણ કર્યાં હોય છે અને બીજી વખતે નગ્ન હોઉં છું, તેમ બ્રહ્મ એક વખતે સગુણ અને બીજી વખતે નિર્ગુણ હોય છે.

**સગુણ નિર્ગુણ.**

૩૩. ઈશ્વર એક સાકરની ટેકરી જેવો છે. તેમાંથી એક નાની કીડી નાની ગાંગડી લઇ જાય છે, અને મોટી કીડી મોટો ગાંગડો લઈ જાય છે, તથાપિ ટેકરી તો જેવડીને તેવડી જ રહે છે. તેવા જ ઈશ્વરના ભક્ત છે. તેઓ એક અણુ જેટલા દૈવીગુણથી પણ સમાધીના આનંદમાં લીન થઈ જાય છે. કોઈ પણ તેના સઘળા ગુણોને પોતાનામાં સમાવી શકે નહિ.

૩૪. પ્રશ્નઃ—ઈશ્વર અપરિમિત છે, જીવ પરિમિત છે; તો પછી અનંત બ્રહ્મનું જ્ઞાન અંતવાન્ જીવને કેમ સંભવે?

ઉત્તરઃ—બ્રહ્મની શક્તિનું પરિમાણ જાણવાની ઇચ્છા રાખનાર જીવની અને સમુદ્રના અગાધ ઉંડાણનું માપ કરી લાવવાને નાંખેલા નીમકના પૂતળાની સ્થિતિ એક જ સરખી છે. જેમ સમુદ્રનું માપ કાઢવાને બદલે તે પૂતળું તેના અપરિમિત જળમાં ઓગળી જઇને લય પામે છે, તેમ જ જીવ પણ પોતાના પ્રયાસમાં પોતાનું જીવપણું ગુમાવી દઇને, બ્રહ્મમય—અર્થાત્ બ્રહ્મમાં લય થઈ જાય છે.

**જીવ અને ઈશ્વર.**

૩૫. જેમ સીસાનો ટુકડો પારાનાં ભરેલાં વાસણમાં નાંખતાં જ ઓગળી જાય છે, તેમ જ બ્રહ્મના સાગરમાં પડતાં જ પ્રસગાત્મા ઉપાધિથી વિમુક્ત થઈ સાગરમાં ભળી જાય છે.

૩૫. (ક). જેમ કાંચળીથી સર્પ જૂદો છે, તેમ જ આત્મા શરીરથી જૂદો છે.

૩૬. પ્રશ્નઃ—જીવાત્મા અને પરમાત્મા—વચ્ચે શો સંબંધ છે?

ઉત્તરઃ—જેમ વચમાં પડેલા લાકડાના કકડાને લીધે નદીનાં પાણી જૂદાં દેખાય છે, તેમ જ માયાની ઉપાધિને લીધે, એક જ અદૃશ્ય બે સ્વરૂપે દેખાય છે, પણ વસ્તુતઃ તે એક જ છે.

**જીવાત્મા પરમાત્માનો સંબંધ.**

૩૭. બદ્ધ આત્મા જીવ છે અને મુક્ત આત્મા શિવ છે.

૩૮. જેમ જળ અને બુદબુદા વસ્તુતઃ એક જ છે અને જેમ બુદબુદાની ઉત્પત્તિ, સ્થિતિ અને લય સર્વે જળમાં જ છેઃ તેમ જ, જીવાત્મા અને પરમાત્મા વસ્તુતઃ એક જ છે, તે બેમાં વસ્તુનો ફેર નથી, પણ સ્થિતિ (દરજ્જા)–નો ફેર છે. જીવાત્મા સૂક્ષ્મ અને પારમિત–પરિમાણવાળો છે; પરમાત્મા અપાર–અપરિમિત છે; એક પરતંત્ર છે, બીજો સ્વતંત્ર છે.

૩૯. જ્યાં સુધી લોખંડ પારસમણિથી સ્પર્શરહિત રહે છે ત્યાં સુધી તેને લોહનો ભાવ રહે છે; તેમ જ જ્યાં સુધી પરમાત્માનો સાક્ષાત્કાર કરવાને જીવ ભાગ્યશાળી થયો નથી ત્યાં સુધી તેનામાં કર્તાવૃત્તિ રહે છે, અને ત્યાં સુધી જ "આ શુભ કર્મ મ્હેં કર્યું, આ અશુભ આચરણ મ્હારાથી થયું" એવો ભેદભાવ તેનામાં સ્વાભાવિકપણે રહે છે. પોતાના જીવનને અર્થે માનેલી આ દ્વૈતરૂપી ભેદબુદ્ધિમયી માયાને જ ઐહિક જગતની પ્રવૃત્તિ, આભારી છે; અને સત્ય માર્ગ વહન કરવાથી સ્વભાવિક રીતે ઉત્પન્ન થતી (સત્વગુણ પ્રધાનમયી) વિદ્યામયી માયાનો આશ્રય લેતાં જ, પરમ પુરુષની પ્રાપ્તિ થાય છે. પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર પામનાર, પરમાનંદનો અનુભવી જ, માયારૂપી સમુદ્રની પાર થાય છે. જે ઇશ્વરને સર્વ કર્તા હર્તા ભર્તા માને છે અને પોતાને અકર્તારૂપે સમજે છે તે જ, આ દેહે મુક્ત થઇ ગયો છે.

૪૦. પ્રશ્નઃ—જીવાત્મા અને પરમાત્માના ઐક્યનું લક્ષણ શું છે?

ઉત્તરઃ—બાર વાગે કલાકના કાંટાનું અને મીનીટના કાંટાનું જેવું ઐક્ય થાય છે, તેવું તે ઐક્ય છે.

૪૧. ઈશ્વર સર્વ મનુષ્યમાં છે, પણ સર્વ મનુષ્ય ઈશ્વરમાં નથી. આજ કારણથી તેઓને દુઃખ થાય છે.

૪૨. પ્રશ્નઃ—જેવો અયસ્કાંતમણિનો અને અયઃ—લોખંડનો સંબંધ છે, તેવો જ આત્મા અને પરમાત્માનો જો સંબંધ છે, તો ઈશ્વર જીવને પોતાની તરફ કેમ ખેંચતો નથી?

જીવ ઈશ્વરનો સંબંધ.

ઉત્તરઃ—જેમ મૃત્તિકાના કાદવમાં દબાયેલા ખીલાને અયસ્કાંતમણિનું આકર્ષણ લાગતું નથી, તેમ જ માયામાં પચી રહેલા જીવથી ઈશ્વરનું આકર્ષણ અનુભવાતું નથી; પરંતુ જેમ ઉપરનો કાદવ ધોવાઇ જવાથી સાફ થયેલો ખીલો પોતાની મેળે જ લોહચુંબક તરફ ખેંચાઇ જાય છે, તેમ જ માયાની ઉપાધિરૂપ કાદવને પોતાના તપ, વૃત્ત અને ઉપાસના—પ્રાર્થના આદિક શુભ કર્મોથી ધોઇ નાંખવાથી, જીવ ઐહિક બંધનોમાંથી મુક્ત થાય છે કે, તુરત જ પરમાત્માનું આકર્ષણ તેને લાગીને તે પરમાનંદ અનુભવે છે.

૪૩. જ્યાં સુધી હોકાયંત્રની સોય ઉત્તર ધ્રુવ તરફ જ રહે છે ત્યાં સુધી વહાણને ભૂલા પડવાનો સંભવ નથી. તેમ જ જો મનુષ્યની જીંદગીના વહાણના હોકાયંત્રની સોયરૂપી હૃદય, નિરંતર પરબ્રહ્મરૂપી ધ્રુવ તરફ અચૂકપણે રહેશે, તો તે દરેક ભયથી ભરેલા ભવસાગરમાંથી સહીસલામત પાર ઉતરી જશે.

૪૪. સમુદ્રની અંદર રહેલો લોહચુંબકનો ખડક, પોતાની તરફ સર્વ તરતાં વહાણોને ખેંચી લે છે, તેના સર્વ લોહના ખીલાઓને બહાર તાણી લે છે, લાકડાનાં પાટીઆઓને છૂટાં પાડે છે અને વહાણને તળીએ ડૂબાડી દે છે; તેમ જ સર્વ વ્યાપી ચૈતન્યરૂપી લોહચુંબક, મનુષ્ય જીવને પોતાની તરફ ખેંચી લે છે; તેના અવ્યાપકપણાનો તથા સ્વાર્થનો એક ક્ષણમાં નાશ કરી નાંખે છે અને તેને ઈશ્વરના અણહદ પ્રેમસાગરમાં ડૂબાડી દે છે.

૪૫. જેમ દીપક તેલ વગર બળતો નથી, તેમ મનુષ્ય ઈશ્વર સિવાય રહી શકતો નથી.

૪૬. હું ખરેખરું કહું છું કે, જે ઈશ્વરને ઇચ્છે છે તેને ઈશ્વર મળે જ છે.

**તીવ્ર મુમુક્ષુતા.** ૪૬. ક. પ્રશ્ન:–માયાના પંજામાંથી છૂટવાને માટે કયા ઉપાયો યોજવા?

ઉત્તર:–માયાના સકંજામાંથી જે મનુષ્યની છૂટવાની તીવ્ર ઇચ્છા છે, તેને ઈશ્વર સ્વયં માર્ગ દર્શાવે છે; જે કંઇ આવશ્યક છે, તે માત્ર અવિચ્છિન્ન તીવ્ર મુમુક્ષુતા છે.

૪૭. જેનાં મુમુક્ષુતા અને ધ્યાન વધુ બળવાન્ હોય છે, તે ઈશ્વરને જલદી પામે છે.

૪૮. લોભીનું મન જેમ સોના માટે આતુર હોય છે, તેમ ત્હારા અંતઃકરણને તું ઈશ્વર માટે આતુર રાખ.

૪૯. પુત્રાર્થે અનેક જનો રુદન કરીને અશ્રુની નદીઓ વહેવડાવે છે, અનેક જનો ધનાર્થે શોક કરી કરીને પોતાના દેહને દુઃખી કરે છે, પરંતુ પરત્મા પ્રાપ્ત ન થવાના શોકથી હૃદયને રુદન કરીને શોષી નાંખનાર તથા બાળી નાંખનાર કેટલા મળી આવશે? જે તેને શોધે છે, તેને તે મળે છે: જે ખરા નિર્મળ પ્રેમથી વિરહાતુર બની જઇને તેને માટે રુદન કરે છે, તેનાથી તે કદી દૂર ખસતો નથી (તેને તો તે મળેલો જ છે).

૫૦. એક બાળક જેમ રમકડાં માટે અને પૈસા માટે રડી, કકળી, ગળગળો થઇ જઇને, પોતાની માતાને વિનવે છે અને ગુસ્સે પણ કરે છે; તેમ જે પરમાત્માને પોતાના ખરેખરા નજીકના અને અતિશય પ્રિય સંબંધી જેવા ગણીને, પોતાના અંતરની અંદર જ તેનાં દર્શનાર્થ, ખરી આતુરતાથી, નિર્દોષ બચ્ચાંની માફક રડે છે, તેને નિઃસંશયપણે પરમ કૃપાળુ પવિત્ર પિતાનો સાક્ષાત્કાર છેવટે પણ થાય છે. શુદ્ધ પ્રેમથી

ભરેલા-વિરહવશ થઇ ગયેલા પ્રેમી ભક્તથી દૂર રહેવાને માટે તેનામાં પણ સામર્થ્ય નથી.

૫૦. (ક) એક બાળકે કહ્યું કે-"વાહલી મા ! તું મને જગાડશે તો મને ભૂખ લાગશે." માએ ઉત્તર આપ્યું કે-"હું તને જગાડું, તે કરતાં તારી ભૂખ (મુમુક્ષુતા) જ તને ઉંઘમાંથી જગાડશે.'

૫૧. હું તને ખરેખરા મનથી કહું છું કે, જે તેને માટે ટળવળે છે તેને તે મળે છે. ઇચ્છા હોય તો તું જ તેનો અનુભવ લે. શુદ્ધ મને નિર્મળ પ્રેમથી આરક્ત બની, તેનાં દર્શનાર્થે ત્રણ દિવસ સુધી લાગલાગટ પ્રયત્ન કર તો તને નિશ્ચયપણે તેનાં દર્શન થશે જ.

૫૧. (ક) જેમ એક ડૂબતો માણસ શ્વાસોચ્છ્વાસ લેવાને માટે તરફડીઆં મારે છે, તેમ ઈશ્વરને મેળવવા પહેલાં મનુષ્યનું હૃદય તેને મળવાને તેટલું તીવ્ર આતુર હોવું જોઇએ.

૫૨. 'હું આ જન્મમાં જ સિદ્ધ થાઉં: અરે! હું પ્રભુને ત્રણ દિવસમાં જ મેળવું; તેટલું જ નહીં પણ હું માત્ર તેનું નામ એકવાર લેતાંમાંજ તેને અહીં બોલાવીને તેનાં દર્શન કરું;' આવા તીવ્ર પ્રેમથી ઇશ્વર તુરત આકર્ષાઇ આવે છે, પણ મંદ ભક્તને તો ઈશ્વરને મળવામાં હજારો વર્ષ જોઇએ.

૫૩. પ્રશ્ન:-ઈશ્વરને પામવાને શી ભેટ આપવી જોઇએ?

ઉત્તર:-ઈશ્વરને પામવાને અર્થે તારા તનનો, મનનો અને ધનનો ભોગ આપ.

૫૪. રાત્રિના અંધકારમાં ચોરી કરવાને અર્થે ઘરમાં ભરાયેલો માણસ જેમ હાથવડે એક પછી એક વસ્તુને તપાસે છે અને પોતાના ખપની ઝવેરાત વગેરેથી પૂર્ણ પેટી હાથ આવતી નથી ત્યાંસુધી ટેબલ, ખુરસી વગેરે જે જે વસ્તુપર હાથ પડે છે, તેને "આ તે નહિ" કરતો તે પોતાની શોધ ચાલુ રાખે છે અને તે મળતાં જ "હવે હાથ આવી" ઉચ્ચારતો તે

જિજ્ઞાસા.

પોતાની શોધ આટોપી દે છે, તેવી જ બ્રહ્મની પ્રાપ્તિને અર્થે મથના-રાઓની શોધ પણ હોય છે.

૫૫. પ્રાપ્તવ્ય પદાર્થની સિદ્ધિને અનુકૂળના યત્નો કરવાનું સ્વીકારો. "દુધમાં માખણ છે, દુધમાં માખણ છે" એમ મોટે મોટે બોલવાથી, પોતાની સામે પડેલા પયમાંથી તે હાથ આવતું નથી; પણ માખણ કહાડવાની ઇચ્છા રાખનારે જેમ તે દુધને ઝમાવીને તેનું દહીં કરવું જોઇએ તથા તે દહીંને વલોવીને તેમાંથી માખણ તારવી કહાડવું જોઇએ, તેમ જ પરબ્રહ્મનાં સાક્ષાત્ દર્શનની અભિલાષા રાખનારે પણ "એ ઈશ્વર, એ ઈશ્વર" એમ વ્યર્થ બુમો ન પાડતાં, પોતાના હૃદયની ઇષણા પૂર્ણ થાય, તે અર્થે તેને અનુકૂળ ઉપાસના, ભક્તિ આદિકનાં દૈવી સાધનો સાધવાં જોઇએ અને તેમ કરશો તો તમને તુરત જ સાક્ષાત્કર થશે.

૫૬. પરમ તત્ત્વરૂપી પરમાત્માની દિવ્ય જ્યોતિમાં એકત્વ-ભાવને પામીને લીન થઇ જાઓ.

૫૭. કોઇક એકાંત સ્થળમાં કે એકાંત વનમાં કે મનની અંદર જ ઈશ્વરનું ધ્યાન ધરો.

૫૮. પ્રશ્નઃ—શું આપણે ઉંચે સ્વરે કરીને જ ઈશ્વરની પ્રાર્થના કરવી જોઇએ?

ઉત્તરઃ—કોઇ પણ રીતે તેની આરાધના કરો. તમારી પ્રાર્થના તે જરૂર સાંભળશે—કારણ કે તે કીડીના ચાલવાનો અવાજ પણ સાંભળી શકે છે.

૫૯. જ્યાંસુધી માણસ "ઓ અલ્લા—ઓ અલ્લા" એમ મોટેથી બૂમ પાડે છે, ત્યાંસુધી તું ખાત્રીથી માન કે, એણે ઈશ્વરને જાણ્યા નથી; કારણ કે જ્યારે માણસ ઈશ્વરને જાણે છે ત્યારે તે શાંતિને પામે છે.

૬૦. પ્રશ્નઃ—ઇશ્વર ક્યાં છે? આપણે તેને કેવી રીતે પામી શકીએ?

ઉત્તરઃ—સમુદ્રમાંનાં મોતી કાઢવાં હોય તો આપણે ઊંડાણમાં ને ઊંડાણમાં, મોતી મળે ત્યાં સુધી, વારંવાર ઉતરવાનું જોખમ ખેડવું

જોઇએ; ઈશ્વર વિશ્વમાં છે, પણ તેને પામવાને અર્થે તમારે નિરંતર પ્રયત્નો જારી રાખવા જ જોઇએ.

૬૧. સમુદ્રમાં એકવાર નિષ્ફળ ડુબકી મારી પછી મોતી ન મળે તો એમ ન જાણવું કે, રત્નાકર મોતી રહિત છે; પણ પુનઃ પુનઃ ડુબકીઓ મારશો, તો અંતમાં તમારો શ્રમ જરૂર સફળ થશે. આવી જ રીતે જો પરમ જ્યોતિનાં દર્શન કરવાના તમારા પ્રાથમિક પ્રયત્નો નિષ્ફળ નિવડે તો તેથી નિરાશ થઇ, હાથ જોડીને બેસી ન જતાં પણ સતત પ્રયત્નોમાં મંડ્યા રહેજો—તો નિશ્ચય કરીને માનજો કે, તમોને પરમકૃપાળુ પરમ પવિત્ર, દિવ્ય સ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર અવશ્ય થશે.

૬૨. પ્રશ્નઃ—કેવી રીતે આપણે ઇશ્વરને પામીએ?

ઉત્તરઃ—જેમ એક ઢીમર, જેને એક મોટી સુશોભિત રોહિત નામની માછલી પકડવી હોય છે, તે પાણીની અંદર લોટની ગોળી વળગાડેલો કાંટો નાંખીને ધીરજ પકડી જ્યાં સુધી તે રોહિત માછલી ગળમાં ભરાતી નથી ત્યાં સુધી ત્યાંનો ત્યાં જ ઉભો રહે છે; તેમ જ જે ભક્ત ધીરજથી પ્રેમાર્દ્ર હૃદયે ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત રહે છે, તેને નિઃશંક છેવટે ઇશ્વરનો સાક્ષાત્કાર થશે.

૬૩. પ્રશ્નઃ—જો ઇશ્વર સર્વવ્યાપી છે તો આપણે એને દેખતા કેમ નથી?

દર્શન કેમ થાય?

ઉત્તરઃ—કચરો, છારી અને લીલથી ઢંકાઇ ગયેલા કોઇ ખાબોચીયાનું પાણી કીનારે ઉભા રહીને તમને દેખાશે નહીં અને તેથી તમે કહેશો કે તેમાં પાણી નથી? જો તમને પાણી જોવાની ઇચ્છા હોય તો ઉપરનો કચરો કાઢી નાંખો, એટલે તુરત તમને તે દેખાશે. તેમ માયાના આવરણથી ઢંકાઇ ગયેલી તમારી આંખો ઇશ્વરને નહીં દેખી શકવાથી તમો મને પૂછો છો કે ઇશ્વર કેમ દેખાતો નથી? પરંતુ જો તમો તેને જોવાની ઇચ્છા રાખતા હો તો માયાનાં આવરણનો જ્ઞાનચક્ષુ આગળથી નાશ કરી નાંખો.

૬૪. મેઘ જેમ સહસ્રરશ્મિને ઢાંકી રાખે છે, તેમ જ માયા ઈશ્વરને ઢાંકી રાખે છે. મેઘ સરી જતાં જેમ ભાનુનાં દર્શન થાય છે, તેમ જ માયાનું પડળ દૂર થતાં જ પરમાત્મા પ્રત્યક્ષ થાય છે.

૬૫. રાંઢવા અને ફીણુથી ઢંકાઇ ગયેલા તળાવની અંદરની રમતી માછલીઓ, જેમ તટસ્થ પુરુષને દેખાતી નથી, તેમ જ માયાના આવરણુથી ઢંકાયલો હોવાથી અદૃષ્ટ ઈશ્વર મનુષ્યના હૃદયમાં અગોચરપણે રમે છે પણ દેખાતો નથી.

૬૬. ઐહિક કામનાનો મનમાં સહેજ પણ પાસ રહેશે ત્યાં સુધી બ્રહ્મની પ્રાપ્તિ થવી અસંભવિત છે. તેટલા માટે તારી નાની કામનાઓને ભોગવીને નિરાસ કર; અને બળવાન્ એષણાઓનો વિવેક અને વિચારજન્ય ત્યાગરૂપી સાધનથી નાશ કર.

૬૭. છેડાપરના તાંતણા જ્યાંસુધી વણાઇને એકત્ર થઇ જતા નથી ત્યાંસુધી, દોરો, જેમ સોયમાં પરોવાતો નથી, તેમ જ મનુષ્યનું અંતર જ્યાંસુધી તદ્દન નિર્વાસનામય થઇ ગયું નથી, ત્યાંસુધી તે બ્રહ્મલોકમાં પ્રવેશ કરી શકતો નથી.

૬૮. જેમ કોઈ મોટા રાજાને મળવું હોય તો તેના દરબારીઓ તથા દરવાનોના પેટમાં પેસવું જોઇએ; તેમ જ જો સર્વ શક્તિમાન્ ઈશ્વરને મળવું હોય તો ઘણા ભક્તોને સેવીને તથા સત્સંગ કરીને ઘણી ઘણી આરાધના કરવી જોઇએ.

૬૯. ભાંગનો કેફ ચ્હડાવવો હોય તો, "ભાંગ ભાંગ"નો નિષ્કારણ બકવાદ ન કરતાં ભાંગ લાવી તેને વાટીને પાણીમાં ઘોળીને પી જા, કે તુરત કેફ ચઢશે, તેમ જ "ઓ પ્રભુ, ઓ નાથ" એવી નિરર્થક બુમો પાડવા કરતાં નિયમિતપણે જો તમે શ્રવણ મનન આદિક સાધનો સાધશો તો હું ખરું જ કહું છું કે, તમને ઈશ્વર મળશે.

૭૦. પ્રેમમાં પ્રવીણ એવા શ્રીકૃષ્ણનું નિરંતર નામ રટણ કરવું, એ જ આ કળિકાળમાં ખરેખરો ભક્તિથી ભરેલો અને ધર્મથી પૂર્ણ, યોગ્ય માર્ગ છે.

ઈશ્વરનાં નામ.

૭૦. (ક) સમુદ્રનું પાણી દૂરથી જોતાં ઘેરું શ્યામ દેખાય છે; તેની પાસે જશો તો તે સ્વચ્છ કાચ જેવું દેખાશે. તેમ જ શ્રીકૃષ્ણચંદ્ર પણ દૂરથી ઘનશ્યામ દેખાય છે, પણ તે ખરેખરા તેવા નથી. તે નિર્મળ અને શુદ્ધ છે.

૭૧. જો તું ઈશ્વરને જોવા માગતો હોય તો "હરિ"ના નામરટણ કરવાપર પૂર્ણ ભાવ અને શ્રદ્ધા રાખ તથા સારાસારનો વિવેક શિખ.

૭૨. સચેતપણામાં અથવા અચેતપણામાં કોઈ પણ રીતે જો એક માણસ અમૃતના ખાબોચીયામાં પડે છે તો તે અમર થાય છે, તેવી જ રીતે જે કોઈ પણ પ્રસન્ન મને કિંવા અપ્રસન્ન મને પણ ઈશ્વરનું નામ લે છે, તે છેવટે અમરત્વને પામે છે.

૭૩. પ્રકાશ અને ઉષ્ણતા આપવી, એ દીપકનો સ્વાભાવિક ગુણ છે. પછી કોઈ તેનાથી પાક સિદ્ધ કરે છે, કોઈ ખોટા દસ્તાવેજ બનાવે છે અને કોઈક વિરલા પ્રભુના સ્વમુખે ઉચ્ચારાયેલા પવિત્ર ગ્રંથો વાંચે છે. આ જ પ્રકારે પ્રભુના દિવ્ય નામના પ્રતાપથી પણ કોઈ ઐહિક પદાર્થોની પ્રાપ્તિ ઇચ્છે છે, કોઈ પોતાની અશુભ ઇચ્છાઓ સિદ્ધ કરવા ઇચ્છે છે, અને કોઈક મુમુક્ષુ વિરલા મુક્તિ પામવા મથે છે. તેનું પવિત્ર નામ તો, એટલું છતાં પણ નિર્લેપ જ રહે છે.

૭૪. જાણે અથવા અજાણે, સમજીને અથવા અજ્ઞાનથી કોઈ પણ અવસ્થામાં આપણે તેનું (ઈશ્વરનું) નામ લઈએ તો આપણને તે રટણનું ફળ મળે છે. એક માણસ જે રાજીખુશીથી નદીએ જાય છે અને ન્હાય છે તેને સ્નાનનો લાભ મળે છે, તેમ જ બીજો માણસ જેને કોઈએ નદીમાં હડસેલી દીધો હોય છે, તેને પણ લાભ મળે છે: તે જ લાભ એક આદમી જેના ઉપર કોઈએ શાંત નિદ્રા વખતે પાણી નાંખ્યું હોય છે તેને પણ મળે છે.

૭૫. જેને પરમેશ્વરનાં દર્શન થયાં છે. તે જ ખરો બુદ્ધિમાન છે–તે એક બાળકના જેવો થઈ જાય છે. બાળકને જેમ અહંવૃત્તિ હોય છે ખરી, પણ તે મોટા માણસોમાં દેખાય છે તેવી સ્વાર્થથી અભિમા-

[અપરોક્ષ દર્શન કરનાર.]

નથી પૂર્ણ હોતી નથી, તેમ સિદ્ધ પુરુષ પણ નિર્દોષ અહંવૃત્તિવાળો થઇ જાય છે.

૭૬. બાળકનો આત્મા દર્પણમાં દેખાતાં પ્રતિબિંબ જેવો છે– જેમ પ્રતિબિંબિત મુખ, જોનારના મુખ જેવું જ સર્વ રીતે હોવા છતાં પણ તે કોઇને હાન કરી શકતું નથી, તેમ જ બાળક અને સાધુ પણ સદૈવ નિર્દોષ જ હોય છે.

૭૭. પ્રશ્નઃ–શું બધા માણસો ઇશ્વરને જોઈ શકશે?

ઉત્તરઃ–કોઇ પણ તદન અપવાસી રહેતો નથી. કોઈ નવ વાગે, તો કોઇ મધ્યાહ્ન કાળે, કોઇ બે વાગે, તો કોઇ સંધ્યા કાળે, મહાપ્રસાદ આરોગે છે. આવી જ રીતે કોઇ પણ કાળે અને કોઇ પણ જન્મે, સર્વ કોઇ ઇશ્વરનાં પ્રત્યક્ષ દર્શન પામશે.

**ઇશ્વરનું પ્રાકટ્ય.**

૭૮. એક પહેરેગીર પોતાના ચોર ફાનસથી જેનાપર તેનાં કીરણ નાંખે છે તેને જોઇ શકે છે, પણ જ્યાં સુધી તેનાં કીરણો તે પોતાનાપર નાંખતો નથી ત્યાં સુધી તેને જેમ બીજાઓ દેખી શકતા નથી; તેમ જ ઇશ્વર સર્વને જુએ છે પણ જ્યાં સુધી તે પોતે કૃપા કરીને પોતાની મેળે બીજાને પ્રત્યક્ષપણે દર્શન દઇને છતો થતો નથી, ત્યાં સુધી કોઇપણ તેનાં દર્શન કરી શકતું નથી.

૭૯. પ્રશ્નઃ–આપણે ઇશ્વરી શક્તિને કેમ જોઇ શકતા નથી?

ઉત્તરઃ–એક ઉંચા કુળના ખાનદાનની કાર્ય કુશળ સ્ત્રીની માફક પડદા પછવાડે અદૃષ્ટપણે રહીને તે સઘળાને જુએ છે અને સઘળું કામ કરે છે. પણ તેના પ્રેમી પુત્રો, માયારૂપી પડદા પછવાડે થઇ, તેની સમીપમાં જઇને તેનાં દર્શન કરે છે.

૮૦. અનેક બચ્ચાંવાળી માતા એકના હાથમાં છીપાણી, બીજાને પુતળી, ત્રીજાને ઘંટી, ચોથાને ખાવાનું એમ આપીને રમતમાં નાંખે છે ને પોતાના ઘરનું કામકાજ કરે છે, છતાં પણ જ્યારે તેમાંનું કોઇ એક "મા, મા" કરતું રડે છે કે તે દોડતી આવીને તેને હાથમાં લઇને

રમાડે છે તથા ચુંબનાદિકથી પટાવે છે; તેમ જ ઓ મનુષ્ય! ઐહિક સુખની લાલસામાં પચી જવાથી તું ત્હારી દેવી માતાને વિસરી ગયો છે, ત્યાં સૂધી તે તારાથી દૂર છે, પણ જેવો તું આ બધાને નાંખી દઇને તેને યાદ કરશે, કે તે દયાથી પૂર્ણ માવડી એકદમ દોડતી આવશે ને તને પોતાના હાથમાં લઇને તારી સંભાળ લેશે.

૮૧. ઓ હ્રદય! ખરા ભાવથી તું સર્વ શક્તિમાન્ જક્તજનુનીને પોકાર, અને તું જોશે કે તેણી તુરત જ તારે માટે ધાતી આવશે. જ્યારે કોઇપણ માણસ શુદ્ધ અંતઃકરણથી, ખરા ભાવથી અને એકાગ્રવૃત્તિથી પ્રેમમય થઇ જઇ ઈશ્વરને યાદ કરે છે ત્યારે તે તેનાથી ક્ષણભર પણ દૂર રહી શકતો નથી.

૮૨. કોઇ જમીનદાર ગમે તેવો પૈસાદાર હોવા છતાં પણ જો કોઇ ગરીબ કૃષીકાર, પ્રેમપૂર્ણ અંતઃકરણથી કાંઇ નજીવી નજરાણાની રકમ લઇ આવે છે તો તે ઘણી ખુશી અને આનંદથી સ્વીકારે છે; તેમ સર્વશકિતમાન્ ઇશ્વર, જો કે તે મહાન્ અને અપૂર્વ શક્તિવાળો છે, છતાં પણ શુદ્ધ અંતઃકરણથી અર્પેલી ભક્તની ગમે તેવી ક્ષુલ્લક વસ્તુ તે ઘણી પ્રસન્નતાથી અને પ્રેમથી સ્વીકારે છે.

**ઈશ્વર નિર્જીવ ભેટ પણ સ્વીકારે છે.**

૮૩. મધુર સ્વાદિષ્ટ અને આકર્ષણ કરનારી ગોળીવાળો ગળ તળાવમાં નાંખવામાં આવતાં જ જેમ તેમાંના મત્સ્યો ગમે તેટલા હોવા છતાં પણ તેના તરફ તણાઇ આવે છે, તેમ જ શુદ્ધ પ્રેમ અને શ્રદ્ધાવાળા ભક્તજનોની પાસે ઈશ્વર પણ ત્વરાથી પ્રકટ થાય છે.

૮૪. પ્રશ્નઃ—મનુષ્યના હ્રદયમાં ઇશ્વરનું આગમન થયું છે, એન ચિન્હો શાં છે?

**હૃદયાકાશમાં ઈશ્વર પ્રકાશ.**

ઉત્તરઃ—જેમ ઉષા સૂર્યનો ઉદયકાળ સૂચવે છે, તેમ જ નિઃસ્વાર્થિપણું, પવિત્રતા, સત્યતાદિ શુભગુણો ઈશ્વરના આગમનનો ઉદયકાળ સૂચવે છે.

૮૫. જેમ રાજા પોતાના કોઇ સેવકને ત્યાં જતા પહેલાં પોતાના ખજાનામાંથી બેઠકો, આભૂષણો, ખોરાક વગેરે મોકલે છે કે, જેથી કરીને ત્યાં તેની બરોબર આગતાસ્વાગતા થાય, તેમ જ ઇશ્વર પણ પોતાના અવતાર પહેલાં પોતાના સેવક—ભક્તના હૃદયમાં પ્રેમ, ભાવ, શ્રદ્ધા, ઔત્સુક્ય આદિ સદ્ગુણો પ્રેરે છે.

૮૬. પ્રશ્નઃ—મનની કયી સ્થિતિની અંદર ઇશ્વરનાં દર્શન થાય છે?

ઝાંખી.

ઉત્તરઃ—જ્યારે મન સ્વસ્થ હોય છે ત્યારે ઇશ્વરનાં દર્શન થાય છે. ઇચ્છારૂપી પવનથી મનરૂપી સમુદ્ર વ્યગ્ર થયો હોય છે ત્યારે ઇશ્વર તેમાં પ્રકાશતો નથી અને તે વેળાએ ઇશ્વરનાં દર્શન થવાં, એ અસભવિત છે.

૮૭. જ્યાંસુધી હૃદયાકાશમાં કામનારૂપી મહાવાયુનો વેગ ખળભળાટ કરી રહ્યો છે, ત્યાંસુધી તે અસ્થિર હૃદયમાં ઇશ્વરનો પવિત્ર પ્રકાશ પડી શકવાનો સંભવ બહુ ઓછો છે, જેનું ચિત્ત ઇશ્વરના ધ્યાનમાં અવ્યગ્ર અને શાંતપણે લાગેલું હોય છે, તેને જ તેનાં દિવ્ય દર્શન થાય છે.

૮૮. (૧) આ સઘળું હું જ છું, (૨) આ સર્વે તું જ છે, (૩) અથવા, તું સ્વામી છે અને હું સેવક છું—આ ત્રણમાંથી કોઇ પણ એક અવસ્થામાં મનુષ્ય જ્યારે આવે છે ત્યારે તે પરિપૂર્ણ થાય છે અને તેને ઇશ્વર મળે છે.

૮૯. જેમ લોકો શુદ્ધ પવિત્ર પતિપરાયણા સાધ્વીને સતીના માનપ્રદ નામથી સંબોધે છે અને તે તેના સ્વામીનો પણ પૂર્ણ પ્રેમ મેળવે છે, તેમ જ પોતાના ઇષ્ટ દેવતાની પૂર્ણ નિષ્ઠાથી શ્રદ્ધાળુ રહીને ભક્તિ કરનાર પણ પરમદયાળુ મહાપ્રભુનાં દર્શન પ્રાપ્ત કરે છે.

૯૦. ખરા લોઢાની તરવાર પારસમણિના સ્પર્શથી સુવર્ણની તરવાર થઇ જાય છે, પરંતુ તેવોને તેવો તરવારનો આકાર છતાં પણ તે કોઇને જેમ ઇજા કરી શકતી નથી, તેમ જ ઇશ્વરનાં ચરણારવિંદને પામેલો મનુષ્ય જો

ભક્ત કુકર્મ કરતો નથી.

કે બાહ્યાકારે જેવો ને તેવો જ છે, તોપણ તે કાંઇ પણ અશુભ ક્રિયા કરી શકતો નથી.

૯૧. પરમાત્માનાં પ્રત્યક્ષ દર્શન કરનાર (આચાર, વિચાર, રીતિ, નીતિ વગેરેમાં) તુરત જ ફેરવાઇ જાય છે.

૯૨. જ્યાંસૂધી કોઇ માણસ બજારથી દૂર હોય છે ત્યાંસૂધી તે "હોહો! હાહા!" એવો મોટો અને અસ્પષ્ટ અવાજ સાંભળે છે, પણ જ્યારે તે બજારમાં જાય છે ત્યારે તે પ્રથમના જેવો મોટો અવાજ નથી સાંભળતો, પણ લોકોને બટાટા–વેંગણ આદિ વસ્તુઓ વેચતાં લેતાં જુએ છે. તેમ જ જ્યાંસૂધી મનુષ્ય ઇશ્વરથી દૂર છે ત્યાંસૂધી તે તર્ક, વિતર્ક અને વાદવિવાદના ઘોંટાળા અને ઘોંઘાટમાં પડેલો રહે છે, પણ જ્યારે તે ઇશ્વરની નજીક આવે છે ત્યારે સઘળાં તર્ક, વિતર્કો અને વાદવિવાદો બંધ પડે છે અને તે ઇશ્વરના રહસ્યોને સ્પષ્ટ અને પૂર્ણ રીતે સમજે છે.

**ભક્ત સંસારથી લેપાતો નથી.**

૯૩. ડાહીના ઘોડાની રમતમાં જે રમનારાઓ નહીં રમતા એવા ડાહીને અડકે છે, તે ચોર થઇ શકતા નથી. તેમ જ એકવાર પણ સર્વ શકિતમાનનાં દર્શન થયાં કે, મનુષ્યને સંસારની બેડીઓ કોઇ પણ રીતે બંધન કરી શકતી નથી. જેમ ડાહીને અડકેલો છોકરો ગમે ત્યાં સ્વેચ્છાનુસાર હરીફરી શકે છે, પણ કોઇ તેની પછવાડે દોડીને તેને અડકીને ચોર બનાવી શકતું નથી, તેમ આ સંસારરૂપી રંગભૂમિપર સર્વશક્તિમાનના ચરણનાં સ્પર્શને પામેલાને કોઇ પણ વાતની ધાસ્તી નથી. સંસારની દુઃખો અને ઉપાધિમાંથી તે મુક્ત થાય છે, અને તેને પુનઃ બંધનમાં નાંખી શકે એવી કોઇ પણ વસ્તુ છે નહિ.

૯૪. નીર અને ક્ષીરને જો એક બીજા સાથે ભેળી દેવામાં આવે તો ફરીથી છૂટાં પાડી ન શકાય તેવી રીતે મળી જાય છે, [ તેમ સિદ્ધ દશાને પામવાને ઇચ્છતો એવો અપરિચિત મુમુક્ષુ જીવ, જો વિશ્વના દરેક જાતના મનુષ્યો સાથે વગર વિચારે મળી જાય તો તે પોતાના

ઉચ્ચ વિચારો ગુમાવે છે, એટલું જ નહિ પણ તેના પ્રથમના ગુણો—શ્રદ્ધા, પ્રેમ અને ઉત્સાહનો એ નહિ જાણી શકે તેવી રીતે તદ્દન નાશ થઇ જાય છે.] પણ જ્યારે તમો પયનું માખણ કરો છો ત્યારે નવનીત જેમ જળમાં મળી ન જતાં તેની ઉપરજ તર્યા કરે છે, તેમ જ જ્યારે જીવ એક વખતે ઈશ્વરને પામે છે ત્યારે તે ગમે તેટલા સમય સુધી અસંખ્ય અધાર્મિક પુરુષો સાથે પણ સંગતમાં રહે, તોપણ તેને તેનો નઠારો પાશ લાગતો નથી.

૯૫. પારસમણિના સ્પર્શથી કાંચન થઇ ગયેલા લોહને જોઇએ તો જમીનમાં દાટી મૂકો અથવા તો કચરામાં ફેંકી દો, પણ તે પુનઃ લોહાવસ્થાને ન પામતાં જેમ હંમેશને માટે સુવર્ણ જ રહે છે, તેમ જ જે સર્વ શક્તિમાનનાં ચરણને સ્પર્શેલો છે, તે જોઇએ તો વિશ્વના ગડબડાટમાં મચ્યો રહે કે જોઇએ તો એકાંત અરણ્યમાં રહે, છતાં કંઇ પણ તેને બાધ કરી શકતું નથી.

નિઃસ્પૃહી ભક્ત.

૯૬. જેણે એકવાર સ્વચ્છ અને દાણાદાર સાકર ચાખી હોય, તેને અસ્વચ્છ ગોળમાં સ્વાદ લાગતો નથી, અને જે એક મહેલમાં સૂતો હોય, તેને એક દુર્ગંધીવાળી અશ્વશાળામાં ઊંઘ આવતી નથી; તેમજ જે આત્માએ પરમાનન્દની મીઠાસનો અનુભવ લીધો હોય, તેને સંસારના તુચ્છ વિષયોમાં આનંદ થતો નથી.

૯૭. જે સ્ત્રીનો પ્રીયતમ રાજા હોય, તે જેમ માર્ગમાંના ભીખારીનો પ્રેમ સ્વીકારતી નથી, તેમજ જે આત્માએ એકવાર ઇશ્વરની કૃપા સંપાદન કીધી છે, તે આ સંસારની તુચ્છ વસ્તુઓની કામના કરતો નથી.

૯૮. જ્યાંસૂધી પુત્ર પ્રસવ્યો નથી ત્યાં સૂધી નવોઢા સ્ત્રી પોતાના ગૃહકાર્યમાં ગુંથાયલી જ રહે છે; પણ જ્યારે પુત્ર પ્રાપ્ત થાય છે ત્યારે તે ગૃહનું સર્વ કાર્ય રહેવા દે છે અને તે કરવામાં જરાએ આનંદ માનતી નથી, પણ ઉલટું તેણી આખો દિવસ તે નવીન બાળકને લાડ લડાવ્યા કરે છે અને અત્યંત હર્ષથી તેને ચુંબન કર્યા કરે છે. તેમ જ મનુષ્ય

પોતાની અજ્ઞાનાવસ્થામાં દરેક જાતનાં સાંસારિક કર્મો કરે છે, પણ જેવાં તેને સર્વ શક્તિમાનનાં દર્શન થાય છે કે તેનું તે કાર્યોમાં જરાક પણ ચિત્ત ચોંટતું નથી; પણ તેથી ઉલટી રીતે તે પોતાનું સુખ ઇશ્વરની સેવા કરવામાં તથા તેનાં કામો કરવામાં સમાયલું છે એમ માને છે. તેને હવે કોઈ પણ કાર્ય કરવામાં સુખ દેખાતું નથી અને સ્વરૂપાનુસંધાનથી પ્રાપ્ત થયેલા આનંદમાંથી તે પોતાને બહાર ખેંચી શકતો નથી.

**જ્ઞાન અને ભક્તિ.**

૯૯. ઈશ્વર સંબંધી જ્ઞાન અને ભક્તિ એક જ છે. વિશુદ્ધ ભકિત ને સત્ય જ્ઞાનમાં કાંઇ પણ ભેદ નથી.

૧૦૦. ઈશ્વરનું જ્ઞાન એ પુરુષ છે, જ્યારે ભક્તિ એ સ્ત્રી છે. જ્ઞાનને માત્ર ઈશ્વરના બાહ્યાગારમાં જવાની રજા છે, પણ ઈશ્વરના ગુપ્તસ્થાનના ગુહ્યસ્વરૂપને જાણવા માટે, ભક્તિ શિવાય અન્યને જવાની આજ્ઞા નથી; કારણ કે સ્ત્રીને સર્વ શક્તિમાનના રણવાસમાં પણ જવાની અને ગુપ્ત રહસ્ય જાણવાની છૂટ છે.

૧૦૧. જગતની ઉત્પત્તિ અર્થે શિવ અને શક્તિ એ બેઉની આવશ્યકતા છેઃ જેમ જળ વિનાની શુષ્ક મૃત્તિકાનાં વાસણ કુંભકાર બનાવી શકતો નથી, તેમ જ શક્તિની સાહાય્ય વિના શિવ એકલા પણ કાંઇ કરી શકતા નથી.

**મૂર્ત્તિ પૂજા.**

૧૦૨. જેમ ફળ અથવા હાથીનું રમકડું જોનારને તે મૂળ પદાર્થનું સ્મરણ કરાવે છે, તેમ જ પૂજવામાં આવતી પવિત્ર મૂર્તિઓ પૂજકને નિત્ય, સનાતન, નિરાકાર અને નિર્ગુણ એવા એક અદ્વિતીય પરબ્રહ્મનું જ સ્મરણ કરાવે છે.

૧૦૩. પોતાના કાળમાં મૂર્તિભંજકની સંજ્ઞા પ્રાપ્ત કરનાર કેશવચંદ્રસેનને સંબોધતાં એકવાર ભગવાન્ શ્રીરામકૃષ્ણે તેને નીચે પ્રમાણે કહ્યું હતું:—

"આ મૂર્તિઓને જોતાં જ તમારા હૃદયમાં મૃત્તિકા, કાદવ, પાષાણ અથવા તૃણનો વિચાર કેમ આવે છે? આ આકારોની અંદર રહેલી

સનાતન, આનંદમય, ચિન્મય એવી પવિત્ર માતુશ્રીનો અનુભવ તમે કેમ લઇ શકતા નથી? આ મૂર્તિઓને તમો નિત્ય અને નિરાકાર એવી સર્વ ચિદ્‌શક્તિની આધારભૂત માતાનાં સ્થૂલરૂપે જાણો."

૧૦૪. જેઓ દેવ અને દેવીઓની પ્રતિમાઓને દૈવી શક્તિના પ્રતિનિધિરૂપ જાણીને પૂજે છે, તેઓ તુરત જ દિવ્ય ભાવને પામી જાય છે; પણ જેઓ તેને પાષાણ કે મૃત્તિકાની બનેલી માને છે, તેમને તેના પૂજનથી કાંઈ પણ લાભ થતો નથી.

**સર્વવ્યાપી ઇશ્વર.**

૧૦૫. કોઇ એક ગુરુએ પોતાના શિષ્યને કહ્યું કે, 'બોલે તે બીજો નથી, પણ બ્રહ્મ જ છે. ઈશે આ સર્વ જગત્ વ્યાપ્યું છે.' શિષ્ય તેનું રહસ્ય ન સમજતો હોવાથી, તેણે તે શબ્દેશબ્દ ગોખી રાખ્યું. એક વખતે તે એક મોહોલ્લામાંથી જતો હતો તેવામાં સામેથી એક હાથી આવ્યો. માવતે ઉપરથી બૂમ પાડી કે "બાજુ થાઓ, બાજુ થાઓ." પણ શિષ્યે પોતાના મનમાં વિચાર કીધો કે, "હું શા માટે દૂર ખસું? હું બ્રહ્મ છું, આ હાથી પણ બ્રહ્મ છે, તો પછી બ્રહ્મને બ્રહ્મનો ભય કેવો?" આવા વિચારથી તે ત્યાંથી ખસ્યો નહીં. એટલામાં હાથીએ આવી તેને પોતાની સૂંઢવડે ઉપાડીને બાજુ પર ફેંકી દીધો. તેને સખ્ત ઇજા થઇ અને પોતાના ગુરુ પાસે જઇને સર્વે હકીકત સવિસ્તર કહી સંભળાવી. ગુરુએ ઉત્તર આપ્યું, "એ તો ઠીક, તું બ્રહ્મ છે, તેમ જ હાથી પણ બ્રહ્મ છે, પણ માવતના આકારમાં આરૂઢ થયલા બ્રહ્મે તને ઉપરથી ચેતવણી આપી છતાં તેં તેની ચેતવણી ઉપર લક્ષ કેમ ન આપ્યું?"

૧૦૫. (ક.) જેમ ફળનું કોટલું, ગર્ભ અને સત્વ એ સર્વ વૃક્ષના એક બીયામાંથી ઉત્પન્ન થાય છે, તેમ એક પરબ્રહ્મમાંથી જડચેતનાત્મક, સજીવનિર્જીવ આ આખું વિશ્વ ઉત્પન્ન થયું છે.

૧૦૬. પ્રભુ અન્નપૂર્ણાનું કામ કરે છે, માટે તે કૃપાળુ છે એમ કહેવાય નહિં; કારણ કે દરેક પિતા પોતાની સંતતિનું પોષણ કરવાને

બંધાયલો છે; પણ જ્યારે તે પ્રભુ આપણને કુમાર્ગે જતાં અટકાવે છે તથા દુર્વિષયોમાં ખેંચાઈ જતા હોઇએ ત્યાંથી પાછા વાળે છે, ત્યારે જ તે ખરેખરો કૃપાળુ પિતા બને છે.

મોક્ષ.

૧૦૭. બાળકનો જાતિસ્વભાવ ધૂળ અને કાદવમાં પોતાના શરીરને ખરડવાનો છે. પણ તેની માતા તેને તેમ નિરંતર કાદવ કીચડવાળો રહેવા દેતી નથી, પરંતુ વખતો વખત ધોઇને સાફ કરે છે; તેમ જ મનુષ્ય મનનું સ્વાભાવિક વલણ જ પાપ તરફ છે, અને જેમ તે પાપ કરે છે એ નિઃસંશય છે, તેમ જ પરમાત્મા તેની મુક્તિને અર્થે સાધનો ઉત્પન્ન કરે છે, એ પણ સર્વથા નિર્વિવાદ છે.

૧૦૮. ઓરડીમાં દીવો લાવતાંને વાર જ અનેક સૈકાના અંધારાનો નાશ થઇ જાય છે, તેમ મહા પ્રભુની કૃપાદૃષ્ટિના એક જ કટાક્ષ આગળ અનેક જન્મની સંચિત અવિદ્યા અને દુષ્કર્મોનો અવશ્ય નાશ થઇ જાય છે.

અંતરયામિન્.

૧૦૯. હૃદય તરફ આંગળી બતાવતાં ભગવાને કહ્યું, "જેને અહિં પ્રભુને રાખ્યા છે, તેને માટે તે (ચારે તરફ બાહ્ય સૃષ્ટિને બતાવતાં) આમાં પણ છે. જે પરમાત્માને પોતાના હૃદયમાં જોઇ શકતો નથી, તે તેને સ્વદેહથી નિરાળા કોઇ પણ સ્થાને મેળવી શકશે નહિ. પરંતુ જે પોતાના આત્મારૂપી મંદિરમાં તેનો પ્રત્યક્ષ અનુભવ લે છે, તે જ તેને વિશ્વરૂપી મંદિરમાં પણ પ્રત્યક્ષ પ્રાપ્ત કરી શકે છે."

સૂત્રાત્મા.

૧૦૯. (ક.) પરમહંસે એક દિવસે કહ્યું કેઃ—"માળાનાં પુષ્પો મારે જોઇતાં નથી, પણ તે માળામાં એક સરખી રીતે પ્રવેશી રહેલું સૂત્ર મેળવવાની મારી ઇચ્છા છે. આ વિશ્વની સર્વ વસ્તુનો મારે ખપ નથી, પણ હું તો તે સૂત્રાત્મા કે જેની ઉપર આ આખું વિશ્વ પરોવાયલું છે, તેને મેળવવાને માટે સદા આતુર છું."

"હે માતાજી! હું ઉચ્ચ છું, હું બ્રાહ્મણ છું, અને તેઓ નીચ ચાંડાળ છે, એવા એવા મારા મનના ક્ષુલ્લક વિચારોનો તું નાશ કર; કારણ કે અનેક રૂપોમાં પ્રકાશ પામતા તારા સ્વરૂપ વિના તેઓ કોણ છે?"

## ઉદ્ધારક, મહાત્મા અને ગુરુ

**અવતારી પુરુષો પ્રભુપાર્ષદ છે.**

૧૧૦. અવતારી પુરુષો પરમ પ્રભુના પાર્ષદ છે અને તે એક મહાન્ રાજાના સુબા જેવા છે. જેમ કોઇક રાજ્યના દૂરના પ્રદેશમાં બળવો થતાં રાજા પોતાના સુબાને તે બેસાડી દેવા ત્યાં મોકલે છે, તેમ જ જ્યારે વિશ્વના કોઇ પણ ભાગમાં ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ઈશ્વર પોતાના અવતાર—અંશને ત્યાં મોકલે છે.

૧૧૧. જીંદગીના મહાસાગરમાં ડૂબકી મારીને એક સ્થળે પ્રકટી, કૃષ્ણ તરીકે ઓળખાતા અને પુનઃ ડૂબકી મારી બીજે સ્થળે પ્રકટી, (ક્રાઇસ્ટ) ખ્રીસ્ત તરીકે ઓળખાતા અવતારો એકના એક જ છે.

૧૧૨. જળ અને વીચિનો જેમ સંબંધ છે, તેમ જ એક અદ્વિતીય બ્રહ્મનો અને (રામ, કૃષ્ણ, બુદ્ધ, ખ્રીસ્ત આદિ) અવતારોનો સંબંધ પણ છે.

૧૧૩. જ્યારે ભગવાન્ શ્રીરામભદ્રે આ પૃથ્વીમાં જન્મ લીધો ત્યારે માત્ર સપ્તઋષિઓએ જ* તેને ઈશ્વરના અવતાર તરીકે ઓળખ્યા. તેમ જ જ્યારે ઈશ્વર આ ભૂમિપર પધારે છે ત્યારે વિરલ પુરુષો જ માત્ર તેના દિવ્ય—દૈવી સ્વરૂપને જાણી શકે છે.

૧૧૪. પરમાત્મા જ્યારે શરીર ધારણ કરે છે ત્યારે તે જે મોટો ભાગ આપે છે, તે કોઇ પણ જાણતું નથી.

૧૧૪ (ક). પૂર્વકાળના યોગી અને વૈરાગીઓ, પ્રાચીન રાજાઓના અપ્રચલિત સિક્કા જેવા છે. હું આ કાળનો પેગંબર છું, હું ચલણી સિક્કો છું. જેઓ મને માને છે, તેઓ મુક્તિને માટે પાત્ર છે.

---

* એ સાત તે આ છે:–શબરી, ભીલડી, હનુમાન, વિભીષણ, ગુહક, પરશુરામ, વાલ્મીકિ ને જટાયુ ગીધ.

**અવતારો મોક્ષદાતા છે.**

૧૧૫. કેટલીક ઋતુઓમાં પાણી માત્ર કુવાના ઘણા ઉંડા ભાગોમાંથી અને મહા મહેનતે મળે છે, પણ જ્યારે વર્ષાઋતુમાં પૂર આવે છે ત્યારે પાણી સહેલથી અને સર્વત્ર મળે છે, તેમ જ સાધારણ રીતે ઈશ્વર મહાપ્રયાસવડે, પ્રાર્થનાઓવડે તથા તપોવડે મહાત્માઓને મળે છે; પણ જ્યારે અવતારરૂપી પૂર આવે છે ત્યારે ઈશ્વરનો પ્રભાવ સર્વત્ર દર્શન દે છે, અને તેની કૃપાથી સર્વ જનો તરી જાય છે.

૧૧૬. જેમ એક મોટી અને જબરી આગબોટ, પોતાની પછવાડે દોરડાંથી બાંધેલા ત્રાપાઓ અને ક્રીડાનૌકાઓને લઇને જળની ઉપર ઝપાટાબંધ ચાલી જાય છે; તેમ જ જ્યારે કોઇ પણ તારક મહાત્મા અવતરે છે, ત્યારે તે સહેલાઇથી કરોડોને માયાના સમુદ્રની પાર લઇ જાય છે.

૧૧૭. આગગાડીનું એન્જીન પોતે નિયમિત સ્થળે પહોંચે છે તથા માલથી ભરેલાં ગાડાંની હારની હારને પણ ખેંચીને લઇ જાય છે; તેમ જ તારક મહાત્માઓ કરે છે. તેઓ જગતની જંજાળ અને પીડાથી દુ:ખી થતા અનેક માણસને લઇ જઇને સર્વ શક્તિમાનને ચરણે મૂકે છે.

**અવતારો અનેક છે.**

૧૧૮. સચ્ચિદાનંદના વૃક્ષપર અનેક રામ, કૃષ્ણ, બુદ્ધ અને ક્રાઇસ્ટ છે. તેમાંનો એક અથવા બે, સમય સમયે આ પૃથ્વીપર અવતરે છે અને મોટા મોટા ફેરફારો તથા ઉથલપાથલો કરે છે.

૧૧૯. એમ ના જાણતો કે સીતા, રામ, શ્રીકૃષ્ણ, રાધા, અર્જુન એ ઐતિહાસિક પુરુષો નહોતા પણ માત્ર દૃષ્ટાંતરૂપ જ હતા; અથવા એમ પણ ન માનતો કે, શાસ્ત્રમાં માત્ર એકલો આધ્યાત્મિક અને ગુહ્ય અર્થ જ રહેલો છે. તેઓ (અવતારી પુરુષો) જેવા આપણે છીએ, તેવા જ રક્ત અને માંસવાળા મનુષ્ય પ્રાણીઓ હતા; પણ તેઓ દૈવી હોવાથી તેમની જીંદગી ઐતિહાસિક અને પારમાર્થિક બેય રીતે સમજાવી શકાય છે.

૧૨૦. એવી દંતકથા છે કે, "હોમા" નામનું પક્ષી આકાશમાં એટલું તો ઊંચું રહે છે અને તે ઉચ્ચ પ્રદેશપર તેનો એટલો બધો સ્નેહ છે કે, તે કદી પણ પૃથ્વીપર આવતું નથી. એટલું જ નહિ, પણ તે પોતાનાં ઈંડાં પણ આકાશમાં જ મૂકે છે—જે ઈંડાં ગુરુત્વાકર્ષણને લીધે ખેંચાઇને પૃથ્વીપર પડતા પડતામાં તો સેવાઇ જાય છે અને માર્ગમાં જ પ્રસવે છે. તે નાનાં બાળકો પણ કુદરતી પ્રેરણાથી એકદમ સમજી જાય છે કે, તેઓ નીચે પડે છે ને તેથી પોતાનો માર્ગ બદલીને પોતાના ઘર તરફ પાછાં ઊંચે ઉડવા માંડે છે. શુકદેવ, નારદ, શંકરાચાર્ય, ખ્રીસ્ત, એ "હોમા" પક્ષી જેવા છે. જેઓ બાલ્યાવસ્થામાંથી જ આ જગત્ તરફનો સ્નેહ તજી દઇને પરમ જ્ઞાન અને ઈશ્વરી પ્રકાશના ઉચ્ચ પ્રદેશો તરફ જ પોતાના મનને વાળે છે. આને જ નિત્યસિદ્ધ પુરુષો કહે છે.

૧૨૧. હાથીને જેમ જોવાના દાંત અને ચાવવાના દાંતો જૂદા જૂદા હોય છે, તેમ જ મનુષ્યરૂપ ઈશ્વરાવતાર શ્રીકૃષ્ણ આદિ—પ્રત્યક્ષ રીતે સાધારણ મનુષ્યના જેવાં જ કર્મો કરે છે, પણ તેઓનાં હૃદય અને આત્મા કર્મના હદની પારના, નિષ્કર્મી હોય છે.

૧૨૨. પ્રશ્ન:—જ્યારે યાહુદી લોકોએ જીસસના શરીરને ફાંસીને લાકડે ખીલાથી જડી લીધું, ત્યારે ઘણું દુ:ખ અને વેદના થવા છતાં પણ જીસસે શામાટે એવી પ્રાર્થના કરી કે, તેઓનો ગુન્હો માફ કરવામાં આવે?

ઉત્તર:—સાધારણ નાળિયેરના છાલાને જો ખીલેથી ભેદીએ તો તેની સાથે માંહેલું કોપરું પણ ભેદાય છે; પણ જો તદન સુકાં નાળિયેરના કાચલાને ભેદીએ તો કાચલું જ માત્ર ભેદાય છે. પણ કોપરાપર તેની અસર નથી થતી; કારણ કે કોપરું અને છાલું સુકાઇને તદન છૂટાં પડી ગયાં હોય છે. જીસસ એ સુકા નાળિયેર જેવો હતો. એનો અંતરાત્મા એના ભૌતિક છાલરૂપી દેહથી છૂટો હતો, અને તેથી શરીરનાં દુ:ખોએ એનાપર કંઈ પણ અસર ન કીધી. જો કે ખીલાઓ

શરીરની આરપાર ઠોકવામાં આવ્યા હતા, તોપણ પોતાના શત્રુઓના કલ્યાણને માટે એ મહાપુરુષ સંપૂર્ણ શાંતિથી પ્રાર્થના કરી શકયો હતો.

**અવતાર અને સિદ્ધો.**

૧૨૩. મનુષ્ય બે પ્રકારના છે. ગુરુએ ઉપદેશ આપતાં પોતાના એક શિષ્યને કહ્યું;–"પ્રિયવત્સ, મેં તને જ્ઞાન આપ્યું છે તે અમૂલ્ય છે, માટે કોઇને કહેતો ના–" ને તે શિષ્ય તે મુજબ જ વર્તે છે. જ્યારે બીજો શિષ્ય ગુરુએ આપેલાં આવાં અમૂલ્ય જ્ઞાનનો લાભ એકલો જ ભોગવવાની ઇચ્છા ન રાખતાં, એક મોટા આસનપર ઉભો રહીને, મોટેથી તે સર્વેને જણાવવા મંડી જાય છે. બીજા વર્ગના મનુષ્યોમાં અવતારોનો સમાવેશ થાય છે, જ્યારે પ્રથમ વર્ગના મનુષ્યોમાં સિદ્ધો આવી જાય છે.

૧૨૪. પાણીનું પૂર જ્યારે આવે છે ત્યારે તે જળ, નદીઓ અને નાળાંઓની ઉપરથી ઉભરાઇ જાય છે અને આજુબાજુના સર્વ પ્રદેશને જળમય જ બનાવી દે છે; છતાં પણ વૃષાનું જળ તો નિર્માણ કીધેલી નહેરોદ્વારા પોતાની મેળે જ વહ્યું જાય છે. જ્યારે કોઇ તારક મહાત્મા અવતાર લે છે, ત્યારે તેની કૃપાથી સર્વે તરી જાય છે. સિદ્ધ પુરુષો મહા-મહેનતવડે પોતાના તપના પ્રભાવે પોતે જ માત્ર તરી જાય છે.

૧૨૫. એક પુરાતન વિષયોમાં શોધ કરનાર વિદ્વાન્ જેમ વરસોનાં વરસો સૂધી ઉપયોગમાં નહીં આવવાથી ને વનસ્પતિના ઉગવાને લીધે ઢંકાઇ ગયેલા કુવાને, ઉપરથી ધૂળ વગેરે કાઢી નાંખી, પ્રસિદ્ધિમાં લાવે છે–તેના જેવો સિદ્ધ પુરુષ છે. તેમ જ અવતારી મહાત્મા, જેમ કોઇ મોટો યંત્રશાસ્ત્રી, પ્રથમ જ્યાં જળનું નામ ન હોય ત્યાં કુવો ખોદે છે, તેના જેવો છે. મહાત્માઓ, જે લોકોના હૃદયમાં ધર્મ અને સદાચારરૂપી જળ હોય છે તેને જ માત્ર મોક્ષ આપે છે, ત્યારે તારણ કરનાર, જેઓનાં હૃદય તદ્દન પ્રેમ રહિત અને મરુભૂમિ જેવાં શુષ્ક હોય છે, તેને પણ મોક્ષ આપે છે.

૧૨૬. જ્યારે એક મજબૂત ત્રાપો નદીના પ્રવાહમાં વહે છે ત્યારે

તે ડૂબ્યા શિવાય સો આદમીને પણ લઇ જઇ શકે છે, પણ તે જ પ્રવાહમાં જતું એક બરુ માત્ર એક કાગડાના ભારથી પણ ડૂબી જાય છે. તેમ જ જ્યારે એક તારક મહાત્મા અવતાર લે છે, ત્યારે તેને શરણે આવેલાં અસંખ્ય પ્રાણીઓ મોક્ષને પામે છે. પણ એક સિદ્ધ પુરુષ તો અતિશય પ્રયાસ અને મહેનતવડે માત્ર પોતાનો જ મોક્ષ મેળવી શકે છે.

**સૂચના**—ઉપર છપાઈ ગયેલા નંબર ૧૨૬ છે તેનો આંકડો ૧૩૬ મો વાંચવો. પાના ૮ ઉપર ૨૫ ક છે તે ઠેકાણે ૨૬ મો આંકડો ગણવો અને તે પ્રમાણે સુધારીને અનુક્રમે વાંચવા વિનતિ છે.

૧૩૭. સિદ્ધ દશા કેવી છે? જેમ વેંગણ અથવા બટાટા સિદ્ધ થાય છે (બફાય છે) ત્યારે કોમળ અને નમ્ર થાય છે, તેમ જ જે પુરુષ, સિદ્ધ દશાને પામે છે, તે નમ્ર અને કોમળ થાય છે.

૧૩૮. આ સંસારમાં પાંચ જાતના સિદ્ધો જોવામાં આવે છેઃ—

**સિદ્ધના પ્રકાર.**

૧. સ્વપ્નાવસ્થામાં થતી પ્રેરણાથી સિદ્ધ દશાને પહોંચેલા સ્વપ્નસિદ્ધો.
૨. પવિત્ર મંત્રજાપથી સિદ્ધ દશાને પહોંચેલા મંત્રસિદ્ધો.
૩. આકસ્મિક સિદ્ધ દશાને પહોંચેલા હઠયોગી. જેમ કોઇ ગરીબ પુરુષ છૂપાવેલો ખજાનો પ્રાપ્ત થવાથી અથવા તો કોઇ તવંગર કુટુંબમાં લગ્ન થવાથી અકસ્માત્ ધનવાન્ થઇ જાય છે, તેમ ઘણાક પાપીઓ ઓચિંતા પવિત્ર થઇ જાય છે ને સ્વર્ગે જાય છે *
૪. રાજાની કૃપાથી રંક અવસ્થાનો ત્યાગ કરી શ્રીમાન્ અવસ્થાને પહોંચેલા પુરુષની માફક સર્વ શક્તિમાનની સુસ્પષ્ટ કૃપાથી સિદ્ધદશાને પ્રાપ્ત થયેલા કૃપાસિદ્ધો.
૫. જેઓ નિરંતર સિદ્ધ જ છે એવા નિત્ય સિદ્ધો. જેમ દુધીના અથવા કુષ્માંડના વેલાપર પ્રથમ ફળ અને પછી ફૂલ આવે છે, તેમ જે નિત્ય પૂર્ણ છે તે જન્મથી જ સિદ્ધ છે અને સિદ્ધ

* જેવા કે, અજામિલ, જનકનગરની પિંગલા નામક ગુણિકા વગેરે.

દશાને પામવાને અર્થે તેઓનો જે પ્રયાસ છે, તે મનુષ્ય જાતના દષ્ટાંત માટે છે.

૧૩૯. સર્વ જીવાત્માઓ એક જ છે, પણ પૃથક્ પૃથક્ ઉપાધિઓને લીધે તેઓમાં ચાર પ્રકાર હોય છેઃ-(૧) બદ્ધ જીવાત્મા, (૨) મુમુક્ષુ, (૩) મુક્ત, (૪) નિત્યમુક્ત.

૧૪૦. પ્રશ્નઃ-જીવાત્મા જ્યારે "સોહં" કહેવાને યોગ્ય થાય છે કે તુરત જ પરમાત્મા સાથે અદ્વૈતભાવને પામી શકે છે શું? તેમ જ તે, તે કેવી રીતે પ્રાપ્ત કરે છે?

ઉત્તરઃ-એક ગૃહસ્થના ઘરમાં એક ઘણો જ લાંબા સમયનો જૂનો ચાકર હતો, જેને ઘરનાં તેમ જ બહારનાં સર્વ લોકો તેના કુટુંબમાંના માણસ તરીકે જ ગણતાં હતાં. એક વેળાએ તેના ઉત્તમ ગુણો અને સ્વામિભક્તિથી સંતુષ્ટ થઇ જઇને તેના શેઠે તેને પોતાના જ આસન ઉપર બેસાડ્યો તથા ઘરમાંનાં સર્વ મનુષ્યોને આમન્ત્રીને નીચે પ્રમાણે કહ્યુંઃ-"આજથી મારામાં અને આનામાં કાંઇ પણ ભેદ ગણશો નહિઃ એ તે હું અને હું તે એ જ છીએ એમ માનજો. જેમ મારી આજ્ઞાઓને તુરત જ ઉપાડી લ્યો છો, તેમ જ એની પણ માનજો. જે કોઇ પણ એની આજ્ઞાનું ઉલ્લંઘન કરશે, તેણે મારી જ આજ્ઞાનું ઉલ્લંઘન કીધું છે, એમ હું ગણીશ અને તેવા જ પ્રકારની શિક્ષા કરીશ." આ શબ્દો સાંભળતાં જ આટલા મોટા માનથી શરમાઇને તે વિનયી સેવક તેના શેઠના આસનપરથી ઉઠવા જતો હતો, તેને શેઠે બલાત્કારે ત્યાં જ બેસાડ્યો. જે આ "સોહં"ની સ્થિતિ પામ્યા છે, તેઓની સ્થિતિ આ સેવક જેવી જ છે. જ્યારે તેઓ શુદ્ધ ભાવે અને નિષ્કપટ મને દીર્ઘ કાળ સુધી પરમકૃપાળુ પ્રભુની ભક્તિ કરે છે ત્યારે તે દયાળુ હરિ, કૃપાનો વરસાદ વર્ષાવીને, તેને પોતાના જ ઉચ્ચમાં ઉચ્ચ જગન્નિયંતાના આસન ઉપર બેસાડે છે તથા પોતાનાં જ જેવાં સર્વ ઐશ્વર્યો અને દિવ્યગુણોથી તેને વિભૂષિત કરે છે.

૧૪૧. ઈશ્વરના કુટુંબીઓનું અંતર મંડળ મહાત્માઓથી બનેલું છે. તેઓ ઈશ્વરના સખા, ગોઠીઆઓ અને ગોત્રી જેવા છે. સામાન્ય જીવો બહિર્મંડળના છે, તેઓ ઈશ્વરના સેવક અથવા આજ્ઞાધારક છે.

**મહાત્મા.**

૧૪૨. જેમ સુતરનો વેપારી અમુક સુતર કીયા અંકનું તથા કેઈ જાતનું છે તે કહી શકે છે, તેમ સાધુઓ જ માત્ર સાધુને જાણી શકે છે.

૧૪૩. કોઈ એક સાધુ સમાધિની સ્થિતિમાં માર્ગમાં પડ્યો હતો. તેને માર્ગે જતાં એક ચોરે દીઠો અને તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, "આ કોઈ ચોર છે. તેણે રાત્રિના કોઈનું ઘર ફાડ્યું હશે ને થાકી જવાથી તે હવે અહીંઆં ઊંઘે છે. પકડવાને ગ્રામપાળો હમણાં આવશે ને મને પણ વહેમ આણી પકડશે!" આમ વિચારીને તે ચોર એકદમ નાસી ગયો. પછી એક મદ્યથી મત્ત પુરુષ આવ્યો અને બોલ્યો, "વાહરે! તેં તો ખૂબ છાંટ્યું છેને, તેથી જ અહીં ખાડામાં પડી રહ્યો છે. પણ જો, હું તો તારા કરતાં સ્થિર છઉં અને જરાએ લથડતો નથી." છેવટે એક સાધુ આવ્યો અને એક મહાન્ સાધુ સમાધિમાં છે, એમ સમજી ત્યાં બેઠો અને તેને અડકીને તેનાં પવિત્ર ચરણનું સેવન કરવા મંડ્યો.

૧૪૪. સિદ્ધ પુરુષો પાણીમાં રહેલાં કમલ જેવા અથવા કાદવ-વાળી જગ્યામાં રહેતા દેડકા જેવા છે. એમાંના કોઈને પણ જે તત્ત્વોમાં તેમનો વાસ છે, તેનો પાસ લાગતો નથી.

**સિદ્ધ પુરુષો સંસારથી અલિપ્ત રહે છે.**

૧૪૫. જેમ જળપક્ષી—જેવું કે પાણકોલી (પેલીકન) કે બટક કે હેરણ—પાણીમાં ડૂબકી મારે છે, પણ તેનાં પીછાં ભીંજાતાં નથી, તેમ સિદ્ધો સંસારમાં રહે છે, પણ સંસાર તેને બંધન કરતો નથી.

૧૪૬. મિશ્ર કરેલા નીર ક્ષીરને હંસ છૂટાં પાડીને નાન્ન રહેવ

દઈને ક્ષીરનું માત્ર પાન કરે છે, પણ તેમ કરવાની શક્તિ બીજા પક્ષીઓમાં નથી. તેમ જ ઇશ્વર માયા સાથે ઘણા જ ગાઢા સંબંધથી જોડાયેલો હોવાથી "સાધારણ મનુષ્યો, તેને માયાથી વ્યતિરેક જોઇ શકતા નથી, પણ માત્ર પરમહંસો જ માયાનો ત્યાગ કરી ઇશ્વરનું પાન કરે છે.

**મહાત્માઓ અહંભાવનો માત્ર આભાસ રાખી રહેલા હોય છે.**

૧૪૭. કેટલાક મહાત્માઓ સમાધિની સાતમી અવસ્થાને, એટલે કે પરબ્રહ્મ સાથે પરમ અદ્વૈતને પ્રાપ્ત કીધા પછી પુનઃ જગતના જીવો ઉપર દયા કરીને, પાછા આ લોકમાં પધારે છે. તેઓ પોતાના અહંતારૂપ વિદ્યામય દેહનો (જ્ઞાનસ્વરૂપનો) ત્યાગ કરતા નથી, પણ આ અહંતારૂપ વિદ્યામય દેહ, એ એક આભાસ માત્ર છે–તે જળની સપાટી ઉપર ખેંચેલી લીટી જેવો છે, વસ્તુતઃ તો એ મહાત્મા પરબ્રહ્મ જ છે.

૧૪૮. સમાધિસ્થમાં પણ ભેદ રહે છે. કેટલાકો ઐકયની પ્રાપ્તિ પછી પણ દાસરૂપી અહંતા,* કેટલાકો ભક્તિરૂપી અહંતા† અને કેટલાકો જ્ઞાનરૂપી અહંતા રાખે છે. શ્રીમાન્ શંકરાચાર્યે આ છેલ્લી અહંતાનો જન ઉપકારાર્થે સ્વીકાર કીધો હતો.

## ગુરુ શિષ્યોનો સંવાદ

૧૪૯. ગુરુઃ–મ્હારામાં અભિમાન છે શું ?

શિષ્યઃ–હા છે ખરું, પણ તે થોડું. પરંતુ તે થોડુ તો આપે અવશ્યનું સમજીને જ રાખેલું છે અને તે રાખવાને માટેનાં કારણો ચાર છે. એક શરીરના રક્ષણાર્થે; બીજું ભક્તિની આરાધના અને પ્રચારાર્થે; ત્રીજું, ભક્તજનોના સમાગમાર્થે; અને ચોથું, પામર અને મુમુક્ષુજનોના ઉપદેશાર્થે; અને તે હેતુઓ માટે પણ આપ અભિમાન

---

* જેવા કે વિદુર, સુદામા, ઉદ્ધવ, અક્રૂર વગેરે. † જેવી કે વૃન્દાવનની ગોપીઓ.

ને અનેક પ્રાર્થનાઓ તપનો પ્રભાવે જ ધારણ કરી ટકાવી શકયા છો. મારી સમજ પ્રમાણે તો આપની સ્વાભાવિક અવસ્થાને સમાધિ અવસ્થા જ કહી શકાય અને તેથી જ મેં કહ્યું છે કે, આપે ધારણ કરી ટકાવી રાખેલું અભિમાન તપ અને ભક્તિ અને પ્રાર્થનાના પરિણામરૂપ છે.

ગુરુઃ-ખરું છે; તથાપિ જાણ કે, "એ અભિમાન મેં નથી રાખી મૂક્યું; પરંતુ મારી દિવ્ય પ્રભાવવાળી માતાએ જ તે ટકાવી રાખ્યું છે. મારી પ્રાર્થનાઓ અને યાચનાઓ સાંભળીને તેનું ફળ આપવાનું તેના જ હાથમાં છે.

૧૫૦. પરમાત્માનાં સાકાર અને નિરાકાર બેઉ સ્વરૂપનો સાક્ષાત્કાર થવા પછી પણ, શ્રીહનુમાનજીએ દાસત્વ ભક્તિ જ સ્વીકારીને દાસપણાનું જ અભિમાન રાખ્યું છે. તે જ પ્રમાણે નારદ, સનક, સનંદન અને સનત્કુમારે પણ કીધું છે.

(અત્રે એક શિષ્યે પ્રશ્ન પૂછ્યો કે, નારદ આદિક જે આપે કહ્યા, તે લોકો માત્ર ભક્ત જ હતા કે જ્ઞાની પણ હતા? તેના ઉત્તરમાં ભગવાન્ શ્રી રામકૃષ્ણે કહ્યું કેઃ–)

નારદાદિકે પરમજ્ઞાન, જેને બ્રહ્મજ્ઞાન કહે છે તે સિદ્ધ કીધું હતું, છતાં પણ જેમ ઝરાનાં પાણી ઝીણોઝીણો રવરવ કરતાં વહ્યાં જાય છે, તેમ જ તેઓ પણ સંવાદ અને ગાન કરતા રહે છે. એ બતાવે છે કે, તેઓએ જ્ઞાનરૂપી અહંભાવ રાખ્યો હતો–પરમાત્માથી જીવાત્મા ભિન્ન છે, તે બતાવનારો અહંવૃત્તિનો ગુણ, છેક નહિ જેવા અંશે પણ તેઓએ સર્વને મુક્તિ આપનારું ધર્મનું શુદ્ધસત્યજ્ઞાન આપવાને અર્થે પોતામાં રાખી મૂકયો હતો; અને એ રાખવાની તેમની ક્રિયા જ દર્શાવે છે કે, તેઓ જ્ઞાની પણ છે.

૧૫૧. બળેલી દોરડી જો કે તદ્દન રાખ છે અને તેનાથી કાંઇ પણ વસ્તુ બાંધી શકાતી નથી, તોપણ પોતાનો આકાર જેમનો તેમ જ

રાખે છે, તેમ જ જીવનમુક્ત, અહંકાર શિવાય પોતાના આત્માનું સ્વરૂપ જેમનું તેમ જ રાખે છે.

૧૫૨. જેમ બકરાનું શિર તેના શરીરમાંથી છૂટું પડે છે ત્યારે ધડ થોડોક વખત સુધી હાલી ચાલીને ચેતન અવસ્થાની નિશાની બતાવે છે, તેમ જ જો કે સિદ્ધ પુરુષના અહંકારનો શિરચ્છેદ કરવામાં આવ્યો હોય છે, તોપણ ઐહિક જીંદગીનાં કર્મો કરવા જેટલું અહંકારનું સત્વ તેનામાં રહેલું છે, જે તેને ઐહિક કર્મો કરાવવાને જ શક્તિમાન્ છે, પણ તેને પુનઃ બંધન કરવાને પૂરતી શક્તિ ધરાવતું નથી.

૧૫૩. તદ્દન શુદ્ધ કાંચનનાં આભૂષણ બની શકતાં નથી; પણ તે માટે તેમાં મેળવણી કરવી જરૂરની છે. તેમ તદ્દન માયાથી રહિત થએલો મનુષ્ય એકવીસ દિવસથી વધુ જીવી શકતો નથી: જ્યાં સુધી મનુષ્યને દેહ છે, ત્યાં સુધી દેહનાં કર્મો કરવાને અર્થે તેનામાં યત્કિંચિત્ પણ માયા હોવી જ જોઇએ.

૧૫૪. પવન, ચંદનની સુગંધ અને નરકની દુર્ગંધ, એયને લઇને વિચરે છે, પણ એકે સાથે મળી જઇ એકાકાર થતો નથી. તેમ જ સિદ્ધો સંસારમાં (ત્યાગ અને ભોગ સંગે) વિચરે છે, પણ તેમાં લીન થઇ જતા નથી.

**સિદ્ધ પુરુષોનો ઉપદેશ.**

૧૫૫. જ્યારે દીપક બળે છે ત્યારે પતંગિયાઓ જેમ ચારે ખૂણેથી આકર્ષાઇને સ્વેચ્છાથી જ ત્યાં આવે છે ને તેમાં ઝંપલાવીને ભસ્મીભૂત થઈ જાય છે; તે કયાંથી આવે છે તે જેમ જણાતું નથી; તેમ જ દીપક તેને આત્મહત્યા કરવાનું કહેતો પણ માલમ પડતો નથી, તેવી જ રીતે સિદ્ધ પુરુષોના પ્રતાપી સંવાદથી પણ ચારે તરફથી મુમુક્ષુજનો, તે સાંભળવાની તથા જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છાથી—સ્વેચ્છાથી—આકર્ષાઈ આવે છે, પણ સિદ્ધ પુરુષો તેમને શોધવા કે બોલાવવા જતા નથી.

૧૫૬. જ્યાં મીઠાઇ કે સાકરનો ઢગલો પડ્યો હોય છે, ત્યાં

કીડીઓ પોતાની મેળે જ આવે છે. સાકર જેવા થવાના પ્રયત્નો કરો અને કીડીઓ તમને પૂછતી આવશે.

૧૫૭. હે ઉપદેશક! તારી પાસે સત્તાનું ચિહ્ન છે? રાજાનો પટો પહેરનાર ગરીબમાં પણ ગરીબ પુરુષ તરફ સર્વે લોકો માન અને ભયની નજરથી જુએ છે અને પોતાનો પટો માત્ર બતાવવાથી તે જેમ ગમે તેવા હુલ્લડને પણ સહેજમાં દબાવી શકે છે, તેમ જ હે ઉપદેશક! તારામાં પ્રથમ ઈશ્વરી આજ્ઞા અને પ્રેરણા હોવી જોઇએ. જ્યાં સૂધી આ દૈવી ભાવનાનું ચિહ્ન તારામાં પ્રગટ થયું નથી ત્યાં સૂધી તું જોઇએ તો આખી જીંદગી ઉપદેશ કર, પણ તે વ્યર્થ કાળક્ષેપ કરવા શિવાય બીજું કોઇ પણ જાતનું ફળ આપનાર નથી.

૧૫૮. જે, પરભાષા શિખવામાં હજી પ્રથમાભ્યાસી છે, તે પોતાનું પ્રાવિણ્ય દર્શાવવાને માટે વાતચિત અને વહેવારમાં વારંવાર તે ભાષાના શબ્દનો પ્રયોગ કરે છે; પણ જે પુરુષ તે ભાષાનો સંપૂર્ણ જ્ઞાતા છે, તે પોતાની માતૃભાષામાં વાતચિત કરતાં કદી પણ પોતે શિખેલી પરભાષાના શબ્દનો ઉપયોગ કરતો નથી. તેમ જ જેઓ ધાર્મિક અને આધ્યાત્મિક વૃત્તિમાં પૂર્ણતાને પહોંચેલા છે, તેઓની ઉક્ત કુશળ પુરુષના જેવી સ્થિતિ છે.

૧૫૯. પ્રશ્નઃ—સત્ય ઉપદેશ શાના જેવો છે?

ઉત્તરઃ—બીજાને ઉપદેશ દેવા કરતાં જો તેટલો વખત કોઇ ઈશ્વરને પૂજે છે તો તે જ ખરો ઉપદેશ છે, કારણ કે સ્વમોક્ષને માટે યત્ન કરનારો જ ખરો ગુરુ છે. જેમ ખીલેલાં ફૂલ પાસે હજારો માખીઓ વગર તેડે અને નોતરે આવીને બેસે છે, તેમ સેંકડો મનુષ્યો, જે મુક્ત પુરુષ છે તેની પાસે સ્વેચ્છાથી તણાઇ આવે છે ને ઉપદેશ લે છે.

૧૬૦. કાચા લોટની પુરી ગરમ ઘીમાં નાંખી હોય તો તેની આસપાસ ભમરા ફૂટશે અને ઘીમાંથી એક જાતનો અવાજ નિકળશે.

પણ જેમ જેમ પુરી પક્વ થતી જશે, તેમ તેમ તે અવાજ અને ભમરા ધીમા પડશે, ને છેવટે જ્યારે પુરી પૂરેપૂરી સીજી જશે ત્યારે તે અવાજો અને ભમરા તદ્દન બંધ પડી જશે. તેવી જ રીતે, જ્યાંસુધી માણસને અલ્પજ્ઞાન હોય છે ત્યાંસુધી તે ભાષણ તથા ઉપદેશ કરતો ફરે છે, પણ જેવો તે પૂર્ણ જ્ઞાની થયો કે, તુરત જ તે વ્યર્થ તડાકા છોડી દે છે.

**કાચો ઉપદેશક.**

૧૬૧. પ્રશ્ન:—એક ઉત્તમ વકતૃત્વશક્તિવાળા ભાષણ કર્ત્તા, કે જેની ધર્મ તરફની વૃત્તિ હજુ પરિપૂર્ણ થઇ પકવાવસ્થાએ પહોંચી નથી, તેને વિષે તમારો શો અભિપ્રાય છે?

ઉત્તર:—તે પોતાની સંભાળમાં સોંપેલી બીજાની મીલકતને વિના વિચારે ઉરાડી દેનારા અવિચારી મનુષ્ય જેવો છે. તે બીજાને સહેલથી શિખામણ આપી શકે છે, કારણ કે તેમ કરવામાં તેને કાંઇ પણ ખરચ કે પ્રયાસ કરવો પડતો નથી; કેમકે તે જે વિચારો પ્રકટ કરે છે તે તેના પોતાના નથી, પણ બીજાની પાસેથી ઉછીના લીધેલા છે.

૧૬૨. પ્રશ્ન:—હાલના વખતની ધર્મોપદેશ આપવાની પદ્ધતિ માટે તમારો શો મત છે?

ઉત્તર:—જ્યારે માત્ર એક જ માણસ જમી શકે એટલું અન્ન તૈયાર છે, ત્યારે હજારો માણસને જમવાને નોતરવા જેવી તે રૂઢિ છે. આધ્યાત્મિક અનુભવનો થોડો ભંડોળ મળ્યો કે, મહાન્ ધર્મોપદેશક થઇ બેસવાનો ડોળ હાલમાં ઘાલવામાં આવે છે.

૧૬૩. જેમ ઘણાક લોકોએ માત્ર હીમ વિશે સાંભળ્યું હોવા છતાં પણ હીમ જોયેલું હોતું નથી; તેમ જ ઘણા ધર્મના ઉપદેશકો છે, જેઓએ ઇશ્વરના ગુણ વિશે માત્ર પુસ્તકોમાં જ વાંચ્યું હોય છે, પણ પોતાની જીંદગીમાં તેનો અનુભવ તેઓએ મેળવેલો હોતો નથી. જેમ હીમ ઘણાએ જોયેલું હોવા છતાં પણ તે ચાખેલું હોતું નથી, તેમ ઘણાક ધર્મના વકતાઓ છે, જેઓએ ઇશ્વરી પ્રભાનો સહેજ

આભાસ જોયેલો હોય છે, પણ તેનું ખરું તત્ત્વ તેઓ સમજ્યા નથી. જેણે હીમનો સ્વાદ લીધો હોય તે જ માત્ર જેમ તેનું સત્ય સ્વરૂપ બતાવી શકે છે, તેમ જેને ઈશ્વરનો જૂદા જૂદા રૂપમાં સંબંધ થયો હોય, દાસ્ય, સખા કિંવા પ્રિયતમ ભાવથી, અથવા જે તેની જ અંદર વિલીન થઇ ગયો હોય, તે જ માત્ર ઈશ્વરના ગુણ કેવા છે તે કહી શકે.

**પરમાત્મા સર્વ જ્ઞાનનું બીજ છે.**

૧૬૪. ગ્યાસના દીપકો જૂદા જૂદા સ્થળોમાં ઓછા વધતા પ્રમાણમાં જૂદો જૂદો પ્રકાશ નાંખે છે; પરંતુ તે દીપકનો આત્મા ગ્યાસ—એક જ સાધારણ ટાંકીમાંથી આવે છે. તેમ જ, સર્વ દેશ અને કાળના ધર્મોપદેશકો, જૂદા જૂદા દીપકના થાંભલાઓ જેવા છે, અને એક જ સ્થળમાંથી એટલે સર્વ શક્તિમાનમાંથી પ્રકટતો—આત્માનો જ્ઞાનરૂપી પ્રકાશ તેઓ દ્વારા પ્રગટ થાય છે.

૧૬૫. વરસાદનું પાણી છાપરા ઉપરથી વ્યાઘ્ર કે નદીના મુખરૂપી નળિકાઓદ્વારા થઇને રસ્તાપર પડે છે, તે જેમ વ્યાઘ્રમુખનું પાણી નથી, પણ આકાશમાંથી પડતું વર્ષાદનું જ જળ છે; તેમ જ પવિત્ર પુરુષના મુખમાંથી નિકળતાં સનાતન અમૃતરૂપી વચનો, કે અપરોક્ષ રીતે તો તે મનુષ્યોના મુખમાંથી જ નિકળે છે, છતાં પણ વાસ્તવિક રીતે તે મનુષ્યોનાં નહીં, પણ સર્વાંતર્યામિ પ્રભુના ઉદ્‌ગારો છે.

**સ્વસ્થાનમાં પેગમ્બર માન પામતો નથી.**

૧૬૬. પ્રશ્ન—પેગંબરને પોતાના જ જાતભાઇઓ માન નથી આપતા તેનું શું કારણ?

ઉત્તરઃ—એક નટના સગાંઓ તેનો ખેલ જોવા તેની ચારે પાસ એકઠા થતા નથી, જ્યારે બીજાઓ તેની અદ્દ્ભુત ચાલાકીઓ જોઇને સ્તંભ માફક ત્યાં ઉભા જ થઇ રહે છે.

૧૬૭. વજ્રતુલના બીયાં પોતાના ઝાડની નીચે પડતાં નથી, પણ જીંડવામાંથી પવનવડે ઊડીને ઘણે દૂર જઇને પડે છે ને પછી ત્યાં

જડ ઘાલે છે; તેમ જ પેગમ્બરનો પ્રતાપ દૂર માલમ પડે છે અને ત્યાં જ તેની ખરી કીંમત અંકાય છે.

૧૬૮. દીપકનો પ્રકાશ આજુબાજુની દરેક વસ્તુઓને પ્રકાશ છે, છતાં તેની નીચે તો અંધારું જ હોય છે. તેમ જ તારકની સમીપમાં રહેનાર તેનો પ્રતાપ જાણી શકતો નથી; પણ જેઓ દૂર રહેતા હોય છે, તેઓને જ તેની અદ્દભુત શક્તિ અને જ્ઞાનથી આનંદ થાય છે.

૧૬૯. જેઓ ઘણાથી પૂજાયલા છે, માન પામેલા છે અને ઘણાના ઉપર જેઓએ સત્તા ચલાવેલી છે તેઓમાં ઈશ્વરનો અંશ, જેઓ તેવી રીતના નથી તેઓના કરતાં, વધુ પ્રમાણમાં પ્રવેશિત છે.

૧૭૦. કોઈ પણ સ્થલ અને વસ્તુપર પડતો સૂર્યનો પ્રકાશ તો એક જ છે, છતાં પણ જળ—દર્પણ—ઓપ ચઢાવેલી ધાતુ આદિક તેજવાળી વસ્તુઓ તેનું પૂર્ણ પ્રતિબિંબ દેખાડે છે. તેમ જ ઇશ્વરી જ્ઞાનનું પણ જાણવું, તે સરખી રીતે અને નિષ્પક્ષપાતપણે દરેકના અંતઃકરણમાં હોય છે, પરંતુ સુજ્ઞ અને પવિત્ર સાધુનું વિશુદ્ધ અને નિર્મળ મન તેનું પ્રતિબિંબ બરોબર ગ્રહી શકે છે.

**દૈવી જ્ઞાનનો પ્રકાશ**

૧૭૧. પરમજ્ઞાનથી જેનું હૃદય પ્રકાશિત થયું છે, તે જ ખરો મનુષ્ય છે; બાકીના સર્વે તો મનુષ્યનું નામ જ ધરાવે છે.

૧૭૨. બુદ્ધિને શુદ્ધ સત્વમયી બનાવનારું જ્ઞાન જ સત્યજ્ઞાન (પ્રજ્ઞા) છે, બાકી સર્વ જ્ઞાનાભાસ જ છે.

૧૭૩. પવિત્ર અને ડાહ્યા પુરુષોનો સંગ, એ ધર્મ—વૃત્તિની વૃદ્ધિનું મુખ્ય કારણ છે.

**સત્સંગ.**

૧૭૪. પવિત્ર પુરુષોનો સંગ, એ ચોખાના ધોણના પાણી જેવો છે. ચોખાનું પાણી જેમ મદનો નાશ કરે છે, તેમ જ ઈચ્છારૂપી મદિરાથી મદોન્મત્ત થયેલા સંસારી પુરુષોને, તેઓના મદમાંથી, સત્પુરુષોનો સંગ મુક્ત કરાવે છે.

૧૭૫. પ્રશ્નઃ—દરેક જણે પોતાની જીંદગી કેમ ગાળવી જોઇએ?

ઉત્તરઃ—જેમ સઘડીમાંના અગ્નિને સતેજ રાખવા અને હોલવાઇ ન જાય તે માટે વારંવાર ચીપીયાવડે હલાવવાની જરૂર પડે છે, તેમ જ મન પવિત્ર રાખવા સારુ સંત પુરુષોના સમાગમની આવશ્યકતા છે ને તે દ્વારા મનને નિરંતર નવીન બળ મળવું જ જોઇએ.

૧૭૬. એક સંપત્તિવાન્ જમીનદારનો મુનીમ જ્યારે ખેડાઓપર જાય છે, ત્યારે ત્યાંનાં ભાડુતોને અનેક રીતે દમે છે; પણ જ્યારે તે શેઠની સમક્ષ પોતાના ગામમાં જ હોય છે ત્યારે તે પોતાની રીતભાત ફેરવી નાંખે છે, અને સાધુ પુરુષ જેવો થઇ જાય છે, તે દરેક ભાડુતો પ્રત્યે મમતા બતાવે છે, તેઓની ફરિયાદ સાંભળે છે, દરેક વાતની તપાસ કરે છે, નિષ્પક્ષપાતપણે ન્યાય આપે છે, વગેરે અનેક રીતે, ખેડુતો સાથની પોતાની વર્તણુક બદલી નાંખી વર્તે છે. એમ જેવી રીતે જુલમી મુનીમ પણ પોતાના શેઠની ધાસ્તીને લીધે તથા તેના સંગને લીધે પવિત્ર થાય છે, તેવી જ રીતે સત્સંગ, પાપીને પણ તેના મનમાં ભય અને માન ઉત્પન્ન કરીને પવિત્ર બનાવે છે.

૧૭૭. અગ્નિપર મૂકેલું લીલું લાકડું તુરત સુકાઇ જાય છે અને પછી બળવા માંડે છે; તેવી જ રીતે, પવિત્ર મહાત્માનો સંગ, સંસારી સ્ત્રી અને પુરુષોના મનમાંથી લોભ અને કામરૂપી ભીનાસને દૂર કરે છે, અને પછી તેમના હૃદયમાં વિવેકરૂપી અગ્નિ બળવા માંડે છે.

૧૭૮. જેમ લુહાર ધમણથી પોતાની ભઠ્ઠીના અગ્નિને પ્રજ્વલિત રાખે છે, તેમ જ સત્સંગથી મનને પણ પ્રજ્વલિત રાખવું જોઇએ.

૧૭૯. રામકૃષ્ણ કહેતા કે, હજારો સંસારી જીવો મને મળવાને આવે છે, પણ મને જ્યારે એક સાધુ સંન્યાસી આવીને મળે છે ત્યારે જેટલો આનંદ થાય છે તેટલો આનંદ સંસારીઓના સંગથી મને થતો નથી.

૧૮૦. જો તમો સારા અને સિદ્ધ થવાને ખરેખર આતુર હશો તો ઇશ્વર તમને સારા અને યોગ્ય સદ્દગુરુ જરૂર મેળવી આપશે; કારણ કે જિજ્ઞાસા ખરી જરૂરની છે.

સદ્દગુરુ.

૧૮૧. ગમે તેવા સુજ્ઞ અને જ્ઞાની ગુરુનો અને સંતોનો સમાગમ હોવા છતાં પણ, જ્યાંસૂધી મન ચંચલ અને અસ્થિર હોય છે, ત્યાંસૂધી તેની ઉપર કાંઇ પણ અસર થતી નથી.

૧૮૨. એવું કહેવામાં આવે છે કે, મોતીની છીપ સ્વાતિ નક્ષત્ર આવે છે ત્યારે સમુદ્રનું તળીયું ત્યજીને ઉપર આવે છે, તથા જ્યાં સુધી સ્વાતિના વર્ષાદનાં બુંદ તેના ખુલ્લા મુખમાં પડતાં નથી ત્યાં સુધી તે ઉઘાડે મ્હોડે જ દરીઆની ઉપર તર્યા કરે છે; પણ જ્યારે સ્વાતિનું ચમત્કારિક જળ તેના મુખમાં પડે છે કે તે મુખ બંધ કરીને પુનઃ તળીએ ચાલી જાય છે, અને જ્યાં સુધી તે જળનું એક સુંદર મોતી બંધાય છે ત્યાં સુધી તે તળીએ જ પડી રહે છે. તે પ્રમાણે, એવા કેટલાક પવિત્ર અને આતુર જિજ્ઞાસુઓ (મુમુક્ષુઓ) છે કે જેઓ કોઈ પવિત્ર અને પૂર્ણ સદ્દગુરુના પારમાર્થિક બોધ વચનો સાંભળવાની આશામાં જગ્યાએ જગ્યાએ ફરતા ફરે છેઃ પણ જ્યારે સારે નશીબે તેઓને નિત્ય આનંદનાં દ્વાર ખોલી નાંખે એવો શબ્દ સંભળાવનાર કોઈ સદ્દગુરુ મળે છે ત્યારે, સર્વ બંધનનો નાશ કરનારા તે શબ્દ સદ્દગુરુ પાસેથી ગ્રહણ કરી લઇને, તે તુરત જ સંસારમાંથી વિરક્ત થાય છે, તથા જ્યાં સૂધી નિત્ય શાંતિ પામવાને તે શક્તિવાન્ થતો નથી, ત્યાં સૂધી તે પોતાના હૃદયમાં ઉંડા ઉતરીને ત્યાં જ જઇને થંભે છે.

૧૮૩. માનુષિક ગુરુ કાનમાં મંત્ર આપે છે, જ્યારે દૈવી ગુરુ આત્મામાં જ શુદ્ધ વાસના ઉત્પન્ન કરે છે; અને હૃદય ઉપર એક છાપ પાડે છે.

૧૮૪. ગુરુ એ મહાન્ પવિત્ર ગંગા નદી જેવા છે. એની અંદર બધી જાતનો કચરો અને ગંદવાડ નાંખવામાં આવે છે, છતાં સરિ-

તાની પવિત્રતા જરા પણ અંશે ઘટતી નથી. તેમ જ ગુરુ પણ સર્વ ટીકા અને નિંદાથી બાહ્ય છે.

૧૮૫. ગુરુ મધ્યસ્થ છે. તે મનુષ્યની અને ઈશ્વરની સંધિ કરાવી આપે છે.

**ગુરુની આવશ્યકતા**

૧૮૬. પ્રશ્ન:—જે કોઈ માણસ આપણને કંઈ પણ જ્ઞાન આપે તેને ગુરુ ન કહેતાં અમુક એક જ વ્યક્તિને ગુરુ તરીકે શા માટે માનવો જોઈએ?

ઉત્તર:—કોઈ નવીન પ્રદેશમાં જતાં જેમ માર્ગમાં સાથે આવેલા ભોમીયાનું જ આપણે સાંભળીએ છીએ, પણ દરેક રસ્તે આવનારને ગુંચવાડામાં પડવાની ધાસ્તીથી પૂછતા નથી, તેમ જ ઈશ્વરને પામવાને અર્થે એક જ સદ્‌ગુરુ, જે ઈશ્વરને પહોંચવાનો માર્ગ સારી રીતે જાણતો હોય, તેને જ એક ચિત્તથી અનુસરવું.

૧૮૭. જે કોઈપણ શુદ્ધ હૃદયથી અને પૂર્ણ ઉત્સાહથી ઇશ્વરને ભજી શકે છે, તેને કોઇપણ ગુરુની આવશ્યકતા નથી. પણ તેવા જન દુર્લભ છે અને તેથી જ સર્વેને ગુરુની આવશ્યકતા છે. ગુરુ એક જ જોઇએ, પણ ઉપગુરુ ઘણા હોય તો હરકત નથી. જેની પાસેથી કાંઇ પણ ઉપદેશ મળે તે ઉપગુરુ કહેવાય અને મહાત્મા અવધૂત (દત્તાત્રેય)ને આવા ચોવીસ ઉપગુરુઓ હતા.

૧૮૮. ઈશ્વરને માટે સાત જણાએ ગુરુની અવગણના કરી હતી. તે સાતનાં નામ આ પ્રમાણે છે:—ભરત, પ્રહ્લાદ, શુકદેવ, વિભીષણ, પરશુરામ, બલિ અને સર્વ ગોપી.

૧૮૯. જે પોતાના ધર્માચાર્યને સાધારણ મનુષ્ય જેવો જાણે છે, તે તેની પાસેથી યત્કિંચિત્ પણ જ્ઞાન મેળવી શકતો નથી.

**શિષ્યે ગુરુ ઉપર ટીકા ન કરવી.**

૧૯૦. શિષ્યે પોતાના ગુરુના આચાર પ્રત્યે લક્ષ ન કરતાં જેમ ગુરુ કહે તેમ જ નમ્રપણે ચાલવું. તે વિષે એક બંગાળી કવિ કહે છે કે:—'ગુરુ પીઠામાં જાય તોપણ તે હમેંશા જ મારા પવિત્ર ગુરુરાય નિત્યાનંદ જ છે.'

૧૯૧. મોતી લઈને છીપ ફેંકી દે, તેમ જ ગુરુએ આપેલો મંત્ર ગ્રહણ કર અને તારા ગુરુના સ્વાભાવિક દોષો વિશેનો વિચાર તારા મનમાંથી કાઢી જ નાંખ.

૧૯૨. જો કોઈ તારા ગુરુની ટીકા કરે અથવા નિંદા કરે તો તે સાંભળતો ના, પણ તુરત તેનો ત્યાગ કરી ચાલ્યો જજે.

૧૯૩. પ્રશ્ન:-ગુરુને વિષે મનુષ્યભાવ રાખનાર શિષ્યને પ્રાર્થના અને આરાધના થકી લાભ પ્રાપ્ત થશે શું?

ઉત્તર:—આપણે આપણા ગુરુને સામાન્ય મનુષ્ય જેવા ન ગણવા. ઈશ્વરનાં દર્શન થતાં પૂર્વે જ, ભક્તને ગુરુનાં દર્શન થશે, અને તેના આવા પ્રથમના સમાધિકાળમાં તે ગુરુ તેને ઈશ્વર ઓળખાવશે. વસ્તુતઃ તો તે ગુરુ જ તેને ઈશ્વરરૂપે દર્શન દેશે; અને તુરત જ ગુરુ અને ઈશ્વરને તે ભક્ત એકરૂપે જ જાણશે તથા જોશે. દિવ્યજ્ઞાનને પામેલા ગુરુરાજ તે શિષ્યની સર્વ મનકામનાઓ પૂર્ણ કરશે. તે માંગશે તેવાં વરદાન આપશે અને અંતે તે જ તેને નિર્વાણપદે પણ પહોંચાડશે; અથવા જો તે શિષ્ય પૂજનીય અને પૂજકના સંબંધવાળો દ્વૈતભાવ રાખવા માંગશે તો તે તેમ પણ રાખી શકશે. સંક્ષેપમાં તે ઈચ્છા કરશે તે તેનો ગુરુ પૂર્ણ કરી આપશે.

૧૯૪. સોગટાની રમતમાં "અષ્ટકાષ્ટે" (નવરસ) નામની રમતમાં

**આત્મજ્ઞાનનો માર્ગ ગુરુ સરળ કરે છે.**

દરેક સોગટીને ચારે તરફનાં સઘળાં ઘરો ફરીને ઉઠી જવું પડે છે; પરંતુ તેમ ઉઠતાં પૂર્વે તેને ઘણી વાર મરવાથી કે કાચી થવાથી, પોતાનો પ્રવાસ આરંભથી જ શરુ કરવો પડે છે. પણ જો તેમાં બે સોગટીઓ જુગ (યુગલ) બની સાથેની સાથે જ ફરે છે તો તેને કોઈ પણ સહસા અટકાવી કે પાછી ફેરવી શકતું નથી, પણ તે જલદીથી ઉઠી જાય છે. તેવી જ રીતે જે ભક્ત પોતાના ભક્તિમાર્ગનો પ્રવાસ, ગુરુ તથા ઇષ્ટ દેવતાની સાથે ઐક્ય કરીને શરુ કરે છે, તેને ઉચી અને ઉંચી ગતિ પ્રાપ્ત કરવામાં

કોઈ પણ જાતનો ભય કે પ્રયાસ પડતો નથી; પણ તેનો માર્ગ નિર્બાધિત, નિષ્કંટકી અને કોઇ પણ રીતે પાછા પડવાના ભય વિનાનો બની જાય છે.

૧૯૫. વહાણના સઢપર માળો બાંધી રહેલું પક્ષી, જેમ ભર દરીયે એકની એક જગ્યાએ રહેવાથી કંટાળીને નવી જગ્યાની શોધમાં ઉડી જાય છે, પણ અત્યંત થાક અને શ્રમથી શક્તિહીન બનીને, રખડી રઝળીને આખરે પોતાને જૂને માળે જ પાછું આવી બેસે છે, તેમ જ એક સાધારણ શિષ્ય પોતાનું પ્રિય ઇચ્છનાર અને અનુભવી ગુરુના એક જ જાતના ઉપદેશથી અને બતાવેલા એક જ પ્રકારના કાર્યથી કંટાળીને નિરાશ થઇ જાય છે અને તેના પરનો પોતાનો વિશ્વાસ ત્યજી દઇને આ વિશાળ વિશ્વમાં બીજા નવા ઉપદેશક ગુરુની શોધમાં નિરંતર ફરે છે. પરન્તુ તેવા ગુરુ નહીં મળવાથી, આખરે થાકીને તે વ્યર્થ ફાંફાં મારવાં મૂકી દઇને પોતાના અસલ ગુરુ માટે અતિ ઘણો વિશ્વાસ અને માન હૃદયમાં ભરીને, તેને જ શરણે પાછો જરૂર આવશે.

૧૯૬. "ગુરુ હજારો મળે છે, પણ સુજ્ઞ શિષ્યો મળવા દુર્લભ છે," એવી પ્રાચીન કહેવત છે. એનો અર્થ એ થાય છે કે, ડાહી ડાહી શિખામણ દેનારા ઘણા મળે છે, પણ તે પ્રમાણે આચરનારા ઘણા થોડા હોય છે.

૧૯૭. પ્રશ્નઃ—કોણ બીજાનો ગુરુ થઇ શકે?

ઉત્તરઃ—ઇશ્વર જ એક ગુરુ તથા વિશ્વનો પાલક સ્વામી છે.

૧૯૮. પ્રશ્નઃ—સંન્યાસ લેવાને યોગ્ય કોણ છે?

ઉત્તરઃ—પ્રાતઃકાળે શું ખાઇશું વા શું પહેરશું, તેની કાંઇ પણ ચિન્તા રાખ્યા વિના જે દૃઢ મનથી જગતનો ત્યાગ કરે છે, તેજ ખરો સંન્યાસી છે. એક ઉંચા વૃક્ષના મથાળા ઉપર ચઢીને હાથ પણ ભાંગવાની કે મરવાની ધાસ્તી રાખ્યા વિના પડતું મેલનાર મનુષ્યના જેવો જ તે પણ હોય છે.

સંન્યાસી.

૧૯૯. એક મનુષ્ય નદીપર સ્નાનાર્થે જતો હતો. ત્યાં તેણે સાંભળ્યું કે એક ગૃહસ્થ કેટલાક દિવસ થયા સંસાર ત્યજીને સંન્યાસ ધારણ કરવાની તૈયારી કર્યા કરતો હતો. આ પ્રકારની વાતે તે મનુષ્યના હૃદયમાં ઘર કીધું કે, સંન્યાસવૃત્તિ એ મનુષ્યના જીવનકાળમાં સર્વોત્તમ છે. તેપરથી તેણે તુરત સંન્યાસ લીધો, અને જે અડધાં પડધાં કપડાં એણે પહેર્યાં હતાં તેવા જ વેશમાં ગૃહ ત્યજી નિકળી પડ્યો અને પુનઃ તે ગામમાં આવ્યો જ નહિ. તીવ્ર વૈરાગ્યનું આ લક્ષણ છે.

૨૦૦. યોગી અને સંન્યાસીઓ સર્પો જેવા છે. સર્પો પોતાને માટે દર બનાવતા નથી પણ ઉંદરે બનાવેલા દરોમાં નિવાસ કરે છે અને જ્યારે એક ઠેકાણું વસવાટ માટે અયોગ્ય થાય છે, ત્યારે નવા દરમાં જઈ વસે છે; તેમ જ યોગીઓ અને સંન્યાસીઓ પોતાને સારુ ઘર બાંધતા નથી; પણ આજે એક ઘરમાં તો કાલે બીજામાં, એવી રીતે બીજા માણસોના ગૃહમાં રહી આયુષ્ય નિર્ગમન કરે છે.

૨૦૧. ગુરુ, સાધુ કે દેવનાં દર્શનાર્થે કદી પણ રિક્ત પાણિ (ખાલી હાથે) જવું નહિ. ગમે તેવી નિર્જીવ વસ્તુ પણ આ મહાભાગોની પાસે જનારે ભેટરૂપે તેમનાં ચરણમાં મૂકતાં ચૂકવું નહિ.

"હે માતુશ્રી ભગવતી! મનુષ્યો તરફનું મને માન જોઇતું નથી; ઇન્દ્રિયજન્ય સુખ જોઇતું નથી, પરમ પાવિની ગંગા અને યમુનાના થતા નિત્ય સંગમની પેઠે મારા આત્માને તારામાં માત્ર વિલીન થવા દે! હે અમ્બે! હું ભક્તિહીન છું, યોગ વિનાનો છું, હું રંક અને સખા વિહોણો છું, મને કોઇના તરફની પ્રશંસાની લાલસા નથી, પણ માત્ર તારા યુગલ ચરણારવિંદને વિષે મારા મનને ગુંજન કરવા દે."

૨૦૨. સર્વે જણાએ પોતપોતાના ધર્મમાં અડગ રહેવું જોઇએ; ખ્રીસ્તીએ ખ્રીસ્તને, મુસલમાને મહમદને અને હિન્દુઓએ પોતાના પુરાતન કાળના મહાન્ આર્ય મહર્ષિઓને પગલે ચાલવું યોગ્ય છે.

**સ્વધર્મનિષ્ઠા.**

૨૦૩. લોકો પોતાની જમીનના વિભાગો કરીને તેની હદો બાંધે છે, પરંતુ માથા ઉપર રહેલા સર્વવ્યાપક આકાશના તેવા વિભાગો કોઇપણ કરી શકતું નથી. અછેદ્ય આકાશ સર્વની આસપાસ રહીને સર્વનો પોતાનામાં સમાસ કરી દે છે. અજ્ઞાની પુરુષ પણ તેવી જ રીતે "મારો ધર્મ જ એક સાચો છે, મારો ધર્મ જ માત્ર શ્રેષ્ઠ છે" એમ કહે છે, પરંતુ જ્યારે તેના હૃદયમાં પરમ જ્ઞાનનો ઉદય થાય છે, ત્યારે તે સમજે છે કે, મતપંથો અને તેના અનુયાયીઓના વાદવિવાદવાળા ઝઘડાઓ અને મારામારીઓથી બહાર, એક અછેદ્ય, નિત્ય અને સર્વજ્ઞ સચ્ચિદાનંદ સ્વરૂપ વિરાજે છે.

૨૦૪. જેમ એક માતા પોતાના માંદા બાલકોની સારવાર કરતાં એકને કઢી ને ભાત, બીજાને આરારુટ અને ચોખાની કાંજી, ત્રીજાને માખણ ને પૂરી વગેરે આપે છે; તેમ જ પરમાત્માએ જૂદા જૂદા મનુષ્યો માટે તેમના સ્વભાવને અનુકૂળ એવા ભિન્ન ભિન્ન માર્ગો રચી કહાડ્યા છે.

૨૦૫. મૂર્ખો અને અજ્ઞાની પુરુષો ટીકા કરે, તેટલા માટે ધર્મનું સેવન કરવાને શરમાતા નહિ. એવા નાલાયક મનુષ્યોની પ્રતિ નિર્જીવ જંતુઓપર જેવી આપણે દૃષ્ટિ કરીએ છીએ તેવી દૃષ્ટિ કરો અને તેની ઉપેક્ષા કરો.

૨૦૬. ખરો ધાર્મિક પુરુષ, સર્વે મતપંથો, સત્યનો જ માર્ગ દર્શાવનાર છે એમ માનીને, હમ્મેશાં બીજા મતપંથો તરફ માનની નજરથી જુએ છે.

**ધાર્મિક સહનશીલતા.**

૨૦૭. તારા પોતાના ધર્મમાં હમેશ દૃઢ અને અચળ રહેજે, પણ ધર્માન્ધપણાથી તથા અસહિષ્ણુતાથી તદ્દન દૂર રહેજે.

૨૦૮ કુવાનો દેડકો જેમ પોતાના કુવા કરતાં કોઇ મોટી અને સારી વસ્તુ જાણતો નથી, તેવો તું થતો ના. સઘળા ધર્માંધો–પ્રેમલાઓ તેવા જ છે. તેઓને પોતાના પંથ કરતાં બીજું કાંઇ પણ ઉત્તમ દેખાતું નથી.

**મિથ્યા વાદવિવાદ ન કરવો.**

૨૦૯. વાદવિવાદ કરશો ના. જેમ તમો દૃઢપણે પોતાના ધર્મને વળગી રહો છો, તેમ જ સર્વને પોતપોતાના ધર્મને દૃઢતાથી વળગી રહેવાની છૂટ આપો, કારણ કે વાદવિવાદ કરેથી તમો બીજાને તેની ભૂલની ખાતરી કરાવી શકશો નહીં. પણ જ્યારે ઇશ્વરની કૃપાદૃષ્ટિ તેના ઉપર થશે, ત્યારે તુરત જ તે પ્રાણી પોતાની ભૂલ જોશે.

૨૧૦. છાછરા પાણીના ખાડામાંથી જો જળપાન કરવું હોય તો તેને ન હલાવતાં ધીરેથી લઇને પીવું જોઇએ, નહીં તો નીચેની માટી હાલવાથી ઉપર આવશે અને તેથી પાણી, પીવાના કામમાંથી તદ્દન નકામું થઇ પડશે. તેમ જ, જો તમો શુદ્ધ થવા માંગતા હો તો દૃઢ વિશ્વાસ રાખીને ધીરે ધીરે ભક્તિને રસ્તે ચઢવા માંડજો, પણ શાસ્ત્રનાં વાકયોના અર્થના વાદવિવાદમાં તથા તકરારમાં તમારી શક્તિ ગુમાવશો નહીં; નહીં તો જે કાંઈ થોડી ઘણી શક્તિ તમારા મગજમાં હશે તે બધી ગુંગળાઇ જશે.

૨૧૧. જ્યાં સુધી ભ્રમર કમળના ફૂલની બહાર જ છે અને માંહેલું મધ તેણે ચાખ્યું નથી, ત્યાં સુધી તે ગણગણાટ કરતો પુષ્પની આસપાસ ફર્યા કરે છે. પણ જેવો તે અંદર દાખલ થયો કે, તે ગુપચુપ અમૃતનું પાન કરવા મંડી જાય છે. તેમ જ જ્યાંસુધી માણસે સત્ય ધર્મરૂપી અમૃત ચાખ્યું નથી, ત્યાંસુધી તે મત અને ધર્મ માટે વાદવિવાદ કર્યા કરે છે. પણ જ્યાં એકવાર તે સત્ય ધર્મરૂપી અમૃતનો સ્વાદ લે છે કે તે શાંત થઈ જાય છે.

૨૧૨. ખાલી વાસણમાં રેડતી વખતે જળ ખણુખણાટના જેવો અવાજ કાઢે છે, પણ જેવું તે વાસણ ભરાઇ ગયું કે તેવો કાંઈ પણ અવાજ નિકળતો નથી. તે પ્રમાણે ઈશ્વરને ન જાણનારો મનુષ્ય ઇશ્વરના અસ્તિત્વ અને ગુણ વિષે ખાલી તકરારો કરવામાં શૂરો હોય છે, પણ જ્યારે તે ઇશ્વરને જુએ છે, ત્યારે દરેક જાતની મોટાઇના ખ્યાલો સ્વપ્નપેરે અદૃશ્ય થઇ જાય છે અને તે શાંતપણે પરમાનંદનો લાહાવો લે છે.

**વિધિ અને ક્રિયા.**

૨૧૩. આજના જમાનાના લોકો સર્વ વાતનો સારાંશ જ જાણવા માંગે છે. તેઓ ધર્મનાં ખરાં તત્ત્વો સ્વીકારીને, તેના (પાઠ–પૂજા–યજ્ઞ–યાગાદિક ક્રિયાઓ, મત પંથના સિદ્ધાંતો વગેરે) નિર્જીવ જેવા બાહ્ય ભાગોને છોડી દે છે.

૨૧૪. જો કે વાવેતરના કામમાં ચોખાનું જ કામ પડે છે, પણ છાલાં અથવા છોતરાંનું કામ પડતું નથી, તો પણ જો ચોખાનો જ દાણો જમીનમાં નાંખ્યો હોય તો તેમાંથી કદી પણ છોડ ઉગશે નહીં કે ડાંગર પાકશે નહીં. પાક મેળવવાને અર્થે તો ભાત જ વવાવું જોઇએ. તથાપિ કોઇને ચોખાનું બીજ કે જેમાંથી નવું છોડ નિકળે છે તે જોવું હોય તો તેણે ચોખાની ઉપરનાં છાલાં કાઢી નાખવાં જોઇએ. તેમ જ ક્રિયા, આચાર, વિધિ વગેરે, ધર્મની વૃદ્ધિ અને નિત્યતાને માટે જરૂરનાં છે. તેઓ સત્યના બીજથી ભરેલાં પાત્રો છે અને તેથી કરીને દરેક માણસને માટે સત્યને જાણવા પૂર્વે તે કરવું અવશ્યનું છે.

૨૧૫. શાસ્ત્રમાં કહેલી વિધિ અને ક્રિયાને તથા તેમાં રહેલા શુદ્ધ સિદ્ધાંતોરૂપી તત્ત્વોને એટલે કે અંતરસ્વરૂપ અને બાહ્યસ્વરૂપ બેયને માન આપો.

૨૧૬. મોતીનો સંચય કરનારી છીપ કંઇ પણ કિમ્મતની નથી, છતાં પણ મોતીની ઉત્પત્તિને અર્થે તેની જરૂરીઆત છે; તથા જેને મોતી પ્રાપ્ત થયું તેને પણ છીપનું કાંઇ કામ નથી; તેમ જ જેને પરમ

સત્ત્વ-પરમાત્મા-પ્રાપ્ત થયા તેને પછી ખટકર્મ, આચાર, વિધિ વગેરે કશાની પણ જરૂર નથી.

૨૧૭. વેદ, પુરાણ વગેરે વાંચવાં અને સાંભળવાં ખરાં, પણ તંત્રોમાં દર્શાવ્યા નિયમો પ્રમાણે કર્મ કરવું. હરિનું નામ મુખે બોલવું, તેમ જ કાને સાંભળવું. કેટલાક રોગમાં જેમ બાહ્યોપચાર કરવા જરૂરના છે, તેમ આંતરોપચાર પણ જરૂરના છે.

૨૧૮. જ્યાંસુધી હરિનું નામ સાંભળવાથી નેત્રમાંથી આનંદ અને હર્ષનાં અશ્રુ નથી પડતાં ત્યાંસુધી ઉપાસનાની જરૂર છે. પરંતુ જેનું હૃદય હરિનું નામ સાંભળતામાં જ આનંદથી દ્રવે છે, તેને ઉપાસનાની જરૂર રહેતી નથી.

૨૧૯. આ વિશ્વમાંથી છેવટની વેળાએ દેહનો ત્યાગ કરતી વખતે જે વિષયનો વિચાર મનમાં હોય, તે સ્થિતિમાં આત્માને પુનઃ જન્મ લેવો પડે છે. એપરથી ઉપાસનાની અગત્યતા કેટલી બધી છે, તે સ્પષ્ટપણે સમજાશે. જ્યારે નિત્યના અભ્યાસથી મનની અંદર સંસારના કોઇપણ વિચારો ઉદ્ભવ થવા પામે નહીં, ત્યારે ઇશ્વરસંબંધી વિચારોથી જ હૃદય ભરેલું રહેશે અને તે વિચાર જ્યારે મનુષ્ય મરણના કિનારા-પર આવે છે, ત્યારે પણ મનમાંથી દૂર થતો નથી.

૨૨૦. પ્રશ્નઃ-સાત્વિક, રાજસિક અને તામસિક પૂજનમાં શું ભેદ છે?

ઉત્તરઃ-બાહ્ય ભભકા અને વ્યર્થ ગર્વ તથા લોકોમાં ખ્યાતિ મેળ-વવાની ઇચ્છાથી ખોટો ઠાઠ કીધા વિના વિશુદ્ધ હૃદયથી નિષ્કપટ અને શાંત સત્વમયવૃત્તિથી જે પૂજન કરે છે, તે સાત્વિકપૂજક છે.

દેવની પૂજા નિમિત્તે જે પોતાનાં ગૃહાદિક શૃંગારે છે, નૃત્ય વાદ્યા-દિક કરાવે છે, ફળાદિક તથા મિષ્ટાન્નાદિકની ખરચાળ સામગ્રીઓ બનાવે છે, તે રાજસિકપૂજક છે.

જે પૂજન નિમિત્તે હજારો નિર્દોષ નિરાધાર બકરાં અને ઘેટાંનો દેવ સમીપે વધ કરે છે, જે માંસમદિરાયુક્ત ભોજનો કરાવે છે તથા જે નૃત્ય અને ગાયનમાં લીન થઈ જાય છે, તે તામસિકપૂજક છે.

૨૨૧. પ્રશ્નઃ–શું ડાલ–મતભેદ ઉત્પન્ન કરવા, તે સારું કામ છે?

**મતમતાંતરો.** ઉત્તરઃ–વહેતા પાણીના ઝરામાં (ડાલ) લીલ ઉગી શકતી નથી, પણ સ્થિર ખાબોચિયાંઓમાં તે થાય છે. જે કીર્તિ અને માનનો ભૂખ્યો હોય છે, તે (ડાલ) મતભેદ ઉત્પન્ન કરે છે; પરંતુ જે ખરા અંતઃકરણથી માત્ર ઇશ્વરને જ મળવા મથે છે, તેને આવું બીજું કાંઇ પણ કરવાને વખત મળતો નથી.

૨૨૨. ડાલ–દાભ મોટા અને સ્વચ્છ તળાવોમાં ઉગતું નથી, પણ નાના, સ્થિર અને ગંધાતા ખાબોચિયામાં ઉગે છે, તેમ જ ડાલ–ફાટફૂટ–જે મતના લોકો નિર્મળ–ઉદાર–અને અસ્વાર્થી વિચારોથી કાર્ય કરે છે–તે લોકોમાં પડતી નથી, પણ જે મતના આગેવાનો, સ્વાર્થવૃત્તિવાળા, દંભી અને ઝનુની હોય છે, તે મતમાં ફાટફૂટનાં મૂળ ઉંડાં ઉતરી જાય છે.*

૨૨૩ જેને તૃષા લાગી છે, તે નદી જો જરા કાદવવાળી હોય તોપણ તેના પાણીનો અસ્વીકાર કરતો નથી, તેમ જ તે ચોખ્ખું પાણી મેળવવા માટે નદી કીનારે ખાડો ખોદતો નથી. તેમ જ જેની ધાર્મિક વૃત્તિ જાગી છે, તે પાસેના ધર્મનો અસ્વીકાર કરતો નથી,–પછી તે ધર્મ હિંદુ ધર્મ હોય કે બીજો કોઇ હોય–અને પોતે નવો પંથ કે મત ઉભો કરતો નથી. ખરા તૃષાતુર (જિજ્ઞાસુ) ને આવો વિચાર કરવાને સમય જ મળતો નથી.

૨૨૪. થોડા વરસની વાતપર જ્યારે હિંદુઓ અને બ્રહ્મસમાજીઓ, પોતપોતાના ધર્મના પ્રચાર અર્થે ખરી આતુરતાથી અને મોટા

* બંગાળી ભાષામાં 'ડાલ' શબ્દનો અર્થ 'દાભ'–લીલ અને 'ફાટફૂટ બેય થાય છે.

ઉત્સાહથી વ્યાખ્યાનો આપતા હતા, તેવારે કોઇકે રામકૃષ્ણને આ બે મતો વિષેનો પોતાનો શો અભિપ્રાય છે, તે જણાવવાને વિનતિ કીધી. તેણે કહ્યું કે:–"દૈવીશક્તિ બેય મતોદ્વારા પોતાનું કામ કરાવે છે, એવું હું તો સમજું છું."

૨૨૫. પ્રશ્નઃ–હિંદુઓમાં અનેક મત પંથો છે, તેમાંથી આપણે કીયો ગ્રહણ કરવો ?

ઉત્તરઃ–એક વેળા ગિરિજાએ પોતાના પતિ મહાદેવને પૂછ્યું;–"હે નાથ! અનાદિ, અનંત, સર્વવ્યાપી આનંદનું મૂળ કારણ શું છે ?" ગિરિજાપતિએ કહ્યું;–"શ્રદ્ધા એ જ કારણ છે." મત અને પંથોના જૂદા જૂદા પૃથક્પાડનાર લક્ષણો વ્યર્થ, નકામા અને નિર્જીવ છે; તેટલા માટે દરેક જણે પોતાના મતમાં બતાવેલા સિદ્ધાંત અને ઉપાસનાને દૃઢ શ્રદ્ધાસહિત અનુસરવું.

૨૨૬. સનાતન આર્યધર્મ અને બ્રહ્મસમાજના ધર્મ સિદ્ધાંતો વચ્ચે અંતર કેવો છે તે વિષે એક શુદ્ધ એવા બ્રહ્મ સમાજીએ રામકૃષ્ણને પ્રશ્ન ન પૂછ્યો ત્યારે તેણે કહ્યું કે;–"સામ્પ્રત સમયના બ્રહ્મસમાજની અને હિન્દુધર્મની વચ્ચે, આખા ગાયનની અને તેના કોઇ એક સૂરની વચ્ચે જેટલો ભેદ છે તેટલો જ ભેદ છે. આધુનિક બ્રહ્મસમાજીઓ બ્રહ્મના એક સૂરથી જ માત્ર સંતોષ માની બેઠા છે, જ્યારે આર્યધર્મ, અનેક સૂરના સંમીલનથી ઉત્પન્ન થતા એક મધુર અને લાલિત્યમય ગાયન જેવો છે."

૨૨૭. પ્રશ્નઃ–ધર્મ સંબંધી પંથો અધમ સ્થિતિમાં કેમ આવતા જાય છે ?

ઉત્તર–વર્ષાનું જળ નિર્મળ હોય છે, પણ જેવા સ્થળમાં થઇને તે વહે છે, તેવો રંગ તેને લાગે છે. જો ગંદા છાપરા અને નળવાટે તે આવશે તો તે ગંદુ થઇ જશે.

૨૨૮. સા-રી-ગ-મ-પ-ધ-ની-એ બોલવું સહેલું છે, પણ તે ગાયનમાં ગાવું અથવા વાજીંત્રમાં ઉતારવું, એ ઘણું વિકટ છે. તેમ જ ધર્મ વિષે બોલવું એ સહેલું છે, પણ તે પ્રમાણે ધર્મથી વર્તવું ઘણું વિકટ છે.

**વાતો સહેલી છે, આચાર કઠિણ છે.**

૨૨૯. સામાન્ય માણસો ધર્મ વિષે ગાડેગાડાં ભરાય તેટલું લવે છે, પણ એક રંચ જેટલું પણ કરતા નથી. જ્યારે સુજ્ઞ પુરુષો, જો કે થોડું જ બોલે છે, તોપણ તેઓનું જીવનવૃત્ત જ ધર્મનું એક વિશુદ્ધ દૃષ્ટાંત છે.

૨૩૦. તું બીજાને જેમ તારા પ્રત્યે વર્તાવવા ઇચ્છતો હોય, તેમ તું બીજાઓ પ્રત્યે વરત.

૨૩૧. આ સંસારમાં મનુષ્ય જન્મે છે ત્યારે તેનામાં બે ગુણો સમાનપણે રહેલા હોય છે: એક મોક્ષની ઇચ્છા એટલે કે વિદ્યામય વૃત્તિ; તથા બીજો સંસારની તથા બંધન કરનારા વિષયોની લાલસા, એટલે કે અવિદ્યાવૃત્તિ. આ બે ગુણો ત્રાજવાંના પલ્લાંની માફક સમાનત્વ ધારી રહેલા હોય છે. પછી તુરત જ તેના સન્મુખ જગત્ પોતાના ભોગાદિક વિષયસુખ મૂકે છે અને આત્મા પોતાનું બ્રહ્મસુખ દર્શાવે છે. જો તેની બુદ્ધિ જગતના પદાર્થો પસંદ કરે છે તો અવિદ્યામય પલ્લું ભારી થઇને તે પૃથ્વી તરફ આકર્ષાય છે; અને જો તે આત્મસુખને સ્વીકારે છે તો તેનું વિદ્યામય પલ્લું ઈશ્વર ભણી આકર્ષાય છે.

**જન્મ સાથની બે વૃત્તિઓ**

૨૩૨. એક નાની માછલી વાંસની જાળમાંથી ચલક ચલક કરતાં પાણીને વહેતું જોઇને ખુશ થતી થતી તેની અંદર પેસી ગઇ. તે પાછી તેમાંથી બહાર નિકળી શકતી નથી, પણ પકડાયલી જ રહે છે. તેમ જ મૂર્ખ મનુષ્યો ખોટા ભભકાથી મોહિત થઇને સંસારમાં બંધાય છે; અને જેમ જાળમાં જવું સહેલું છે, પણ નિકળવું વિકટ થઇ પડે છે,—તેમજ

એક વખતે સંસારમાં પેઠા પછી તેમાં પેસવા કરતાં, તેમાંથી નિકળવું—તેનો ત્યાગ કરવો—અતિ દુષ્કર થઇ પડે છે.

**બાળકોને ઈશ્વર-પ્રતિ પ્રેરો.**

૨૩૩. કુમળા વાંસને જેમ વાળવો હોય તેમ વળે છે, પણ મોટો થયેલો વાંસ જરાક વાળવા જતામાં ભાંગી જાય છે. તેમ જ નાના બાળકના હૃદયને સદ્‌માર્ગે દોરવાનું સહેલ છે, પરંતુ વૃદ્ધનું હૃદય તેમ કરવા જતામાં આપણા અંકુશમાંથી તદ્દન છટકી જાય છે.

૨૩૪. બાળકનું મન શ્વેત કપડા જેવું છે. તેના ઉપર જે જાતનો રંગ ચઢાવીએ તે જાતનો ચઢે છે. પણ ઉમ્મરે વધેલા માણસનું મન રંગેલા કપડા જેવું છે, તેના ઉપર સહેલાઇથી રંગ ચહડાવી શકાતો નથી.

૨૩૫. પાકેલું આંબાનું ફળ દેવના નૈવેદ્યમાં, સંતને અર્પણ કરવામાં કે ખાવાના કામમાં આવે છે; પરંતુ જો તેને કાગડાએ ચાંચ મારી હોય તો તે ત્રણમાંથી એકે ઉપયોગમાં ન આવતાં તદ્દન નિરૂપયોગી થઇ જઇ વ્યર્થ જાય છે. તેવી જ રીતે બાળકો અને બાળકીઓને, જ્યારે તેઓનાં અંતઃકરણ શુદ્ધ અને નિર્મળ હોય છે તથા જ્યારે જગતની ભોગેચ્છાઓએ તેમાં પ્રવેશ કરીને તેઓની વૃત્તિઓને દૂષિત કરી હોતી નથી, ત્યારે જ ઈશ્વરની સેવામાં અર્પણ કરવાં જોઇએ. જો એક વખત જગતની કામનાઓ તેમના હૃદયમાં ભરાઇ જશે, અથવા જો એક વખત ઈંદ્રિયોના વિષય ભોગોરૂપી રાક્ષસ પોતાનો દુઃખપ્રદ અને દુષ્ટ પણ લલચાવનારો પડછાયો તેમના ચિત્ત ઉપર નાંખી દેશે તો પછી તેમને સદ્‌ગુણના પવિત્ર માર્ગોપર લઇ જતાં ઘણો જ ભારી પ્રયાસ કરવો પડશે ને તે છતાં પણ ઘણીક વેળા આપણે નિરાશ થઇ જવું પડશે.

૨૩૬. નવું જન્મેલું ગાયનું વાછરડું આનંદી, રમતિયાળ અને સુંદર હોય છે. તે આખો દિવસ દોડે છે, કુદે છે અને પોતાની માતાને ધાવતી વખતે જ માત્ર ઉભું રહે છે; પણ તેના ગળામાં દોરડું નાંખવામાં આવ્યું કે, તુરત તે સુકાવા માંડે છે અને થોડા દિવસમાં તેનો

આનંદી ચહેરો બદલાઇને દિલગીર અને દુઃખી માલમ પડે તથા તે છેક હાડપિંજર જેવું બની જાય છે. તેમ જ જ્યાં સુધી બાળકને દુનિયાંના વ્યવહારો સાથે સંબંધ નથી, ત્યાં સુધી તે આખો દિવસ આનંદમાં રહે છે. પણ જ્યારે તે નહીં છૂટી શકે એવી લગ્નની ગાંઠથી બંધાઇ, સંસારના બંધનમાં પડે છે, અને કુટુંબના વડિલ તરીકેની ફરજો તેનાપર આવી પડે છે, ત્યારે તે આનંદી દેખાતો નથી; પણ તેના મુખપર નિરાશા, ચિંતા અને બાવરાંપણાંનાં ચિહ્નો સ્પષ્ટપણે જોવામાં આવે છે. હવે તેના ગાલપરનો આરોગ્યસૂચક ગુલાબી રંગ ઉડી જાય છે અને તેના કપાળપર ધીરે ધીરે કરચલીઓ પડવા માંડે છે. જે આખી જીંદગી સુધી બાળક અવસ્થામાં રહીને પ્રભાતની હવા જેવો છૂટો, નવિન ખીલતા ફૂલ જેવો તાજો અને દવના ટીપા જેવો નિર્મળ રહે છે, તે જ સુખી છે.

૨૩૭. પ્રશ્નઃ–તમો યુવાનો અને બાળકો પ્રત્યે વિશેષ પ્રેમ કેમ દાખવો છો?

ઉત્તરઃ–કારણ કે તેઓ પોતાના મનના પૂર્ણાંશે અધિકારી છે. લગ્ન થયેલા મનુષ્યનું અર્ધું મન તો તેની સ્ત્રીની સત્તામાં જાય છે, જ્યારે સંતાન થાય છે કે ચતુર્થાંશ હૃદય તેની સત્તામાં જાય છે અને બાકીનો ચતુર્થાંશ સંબંધીઓ, મિત્રો, વ્યવહારિક વિષયો, નામ અને કીર્તિની ઇચ્છાઓ, ખાવાની અને પહેરવાની ચિંતાઓ વગેરે એક હજાર ને એક બાબતોથી રોકાયેલું છે; અને તેથી તેવા મનવિનાના મનુષ્યને ઉપદેશ આપવાના પ્રયત્નો પાણી વલોવવા જેવા છે; પરંતુ એક યુવાન કે બાળકનું હૃદય આવી રીતે કોઇ પણ વિષયોમાં વિભક્ત થયેલું ન હોવાથી, તે પરમાત્માને તુરત જ પ્રાપ્ત કરી શકે છે.

૨૩૮. પ્રભાતના પહોરમાં છાશ વલોવીને જે માખણ કહાડવામાં આવ્યું હોય છે, તે અતિ ઉત્તમ હોય છે. સૂર્યોદય પશ્ચાત્ જે માખણ કહાડવામાં આવ્યું હોય, તે બહુ સારું હોતું નથી. પરમહંસ પોતાના જુવાન તપસ્વી શિષ્યને સંબોધીને કહેતા કે,–"તું સવારમાં

તારી કહાડેલા નવનીત જેવો છે, પણ મારા સંસારી જીવો તો સૂર્યોદય પછી કહાડેલા માખણ જેવા છે."

૨૩૯. પોપટ વૃદ્ધ થઇ જાય કે તેના કંઠના સ્નાયુઓ કઠણ થઇ જાય છે; અને પછીથી ગાતાં શીખી શકતો નથી. જો તેને ગાવાનું શીખવવું હોય તો તેના કંઠનો કાંટલો આવી જાય તે પૂર્વે જ બાલ્યાવસ્થામાં તેને શીખવવાની જરૂર છે. તેમ જ વૃદ્ધાવસ્થામાં મનુષ્ય પોતાનાં મનને પ્રભુના ચરણમાં સ્થિર કરી શકતો નથી, પણ બાલ્યાવસ્થામાં તે કાર્ય સહેલથી થઇ શકશે.

૨૪૦. કોઇ એક પુરુષે કહ્યું: "જ્યારે મારો પુત્ર 'હરીશ' મોટો **સંસારીને ભક્તિ** થશે કે તુરત તેને પરણાવી-ગૃહખટલો સોંપી-હું **કરવાનો અનવકાશ** સંન્યાસ લઇશ અને ઉત્તરાવસ્થા, યોગાભ્યાસમાં નિર્ગમન કરીશ."

તેને સાધુએ કહ્યું: "તમે કોઇપણ વખતે યોગી થઇ શકશો નહીં, કારણ કે જ્યારે 'હરીશ' મોટો થશે ત્યારે તમો કહેશો કે, 'હરીશ' અને ગીરીશનો મારાપર ગાઢ પ્રેમ છે અને તેઓ મને હજુ છોડવા માંગતા નથી. પછી વળી કોઇ અગાડીપર, તમને દીક્ષા લેવા કહેશે તો તમો કહેશો કે, 'હરીશને પુત્ર થશે ને તેને પરણાવીશ કે પછી (વનમાં) જઇશ' આવી રીતે તમારી મનઃકામનાઓ કોઇપણ વખતે પૂરી જ નહીં થાય."

૨૪૧. કોઇના શરીરમાં પ્રેતાદિકનો વાસ હોય છે તો તેના ઉપર મંત્રેલા અડદના કે રાઇના દાણા નાંખવાથી તે દૂર થાય છે; પરંતુ જો તે દાણામાં જ પ્રેતવાસ થઇ ગયો હોય તો પછી તેનાથી પ્રેત દૂર થશે શું? તેમ જ જો તારું હૃદય-જેનાથી તારે પરમ દૈવી શક્તિનું ધ્યાન ધરવાનું છે, તે જ-જો જગતના સુખની, અને વિષયના ઉપભોગની કામનાઓ અને વાસનાઓથી ભરાઇ ગયું હશે તો પછી તેનાથી-તેવા કલુષિત સાધનથી-તું ધર્મનાં અને ભક્તિનાં કામો કરવામાં વિજયી બનવાની આશા કેમ રાખી શકે?

૨૪૨. એક પોપટ જેમ આખો દિવસ રાધાકૃષ્ણ, રાધાકૃષ્ણના પવિત્ર નામનો શુષ્ક જાપ જપ્યા કરે છે, પણ જ્યારે બીલાડી તેને પકડે છે ત્યારે તે પવિત્ર નામ ભૂલી જઇને ચીચીયારી પાડવા મંડી જાય છે; તેમ સંસારી માણસો સાંસારિક વસ્તુની આશાએ ઘણા ધર્મના અને પરોપકારનાં કામો કરે છે, અને હરિનું નામ વારંવાર જપ્યા કરે છે; પણ જ્યારે દુઃખ, શોક, નિર્ધનતા અને મૃત્યુ આવી પડે છે ત્યારે તેઓ તે સઘળું ભૂલી જાય છે.

**સંસારીનું ધર્મમાં દાંભિક વર્તન.**

૨૪૩. જેમ કોઈ એક (ગાડીની) કોચમાંની કમાનો જ્યારે આપણે બેસીએ છીએ ત્યારે દબાઇ જાય છે, પણ પાછા ઉઠીએ ને ઉપરનો ભાર નીકળી ગયો કે પાછી ટટાર થઇ જાય છે, તેવા જ સંસારી મનુષ્યો પણ છે. જ્યાં સુધી તેઓ ધર્મનો બોધ સાંભળે છે ત્યાં સુધી તેઓ ધર્મ સંબધી વિચારોથી ભરપૂર હોય છે, પણ જેવા તેઓ દુનીયાંની રેંટમાલમાં જોડાયા કે તેઓ પેલા ઉન્નત અને કલ્યાણકારી વિચારો ભૂલી જઇ, તરત જ જેવા હતા તેવા જ અપવિત્ર થઇ જાય છે.

૨૪૪. જેમ લોઢાનો કટકો જ્યાંસુધી આગ્નમાં હોય છે ત્યાંસુધી અગ્નિસ્વરૂપે જ લાલચોળ દેખાય છે, પણ જેવો બહાર કાઢ્યો કે, તુરત પોતાના અસલ કાળા સ્વરૂપમાં બદલાઇ જાય છે. તેવો જ સાંસારિક માણસ છે. જ્યાંસુધી તે મંદિરોમાં કે પવિત્ર મહાત્માઓના સંગમાં હોય છે, ત્યાંસુધી તેનું હૃદય ધર્મના વિચારો અને કામો કરવાની ઉલટથી ભરપૂર હોય છે, પણ ત્યાંથી એકલો બહાર પડ્યો કે તુરત તે વિચારો જતા રહીને તે પોતાના અસલ અપવિત્ર સ્વરૂપ તરફ વળી જાય છે.

૨૪૫. જેમ પાણી, પુલની એક બાજુથી દાખલ થઇને બીજી બાજુથી બહાર નિકળી જાય છે, તેમ જ ધર્મનો ઉપદેશ સંસારી આદમીઓના એક કાનમાંથી દાખલ થઇને બીજે કાનેથી, તેના મનપર કાંઇ પણ અસર કીધા વગર પસાર થઇ જાય છે.

**ધર્મોપદેશ પ્રતિ સંસારીનું અલક્ષ્ય.**

૨૪૬. જેમ ખીલો પથ્થરમાં પેસતો નથી, પણ માટીમાં સહેલાઇથી પેસી જાય છે, તેમ જ પવિત્ર પુરુષની શિખામણ, સંસારી મનુષ્યના મનપર અસર કરી શકતી નથી, પણ ભક્તના હૃદયમાં તે સુદૃઢ ઘર કરે છે.

૨૪૭. સંસારી સાથે વાત કરતામાં જ એક જણ સમજી શકશે કે, તેનું મન જેમ કબુતરના ગળાની કોથળી દાણાથી ભરેલી હોય છે તેમ સંસારના વિચારો અને તૃષ્ણાઓથી ભરપૂર છે.

૨૪૮. સંસારમાં એકરસ થયેલા માણસનું લક્ષણ એ છે કે, તે સ્તુતિઓ, ધર્મનાં વ્યાખ્યાનો, સર્વ શક્તિમાનના ગુણાનુવાદો વગેરે સાંભળતો નથી, એટલું જ નહીં પણ બીજાને તેમ કરવામાં અડચણ કરે છે, ને ધાર્મિક મનુષ્યોને અને મંડળીઓને નિંદે છે તથા પ્રાર્થનાઓ પ્રત્યે તિરસ્કાર બતાવે છે.

૨૪૯. જેમ નાદાન બાળક અથવા બાળકીને વિષયસુખ સંબંધે સ્વપ્ને પણ વિચાર આવતો નથી, તેમ જ ઇશ્વરના સહવાસથી ઉત્પન્ન થતાં પરમાનંદનો સંસારીજનને પણ વિચાર આવી શકતો નથી.

૨૫૦. મગરમચ્છની ચામડી એવી જાડી અને ભીંગડાવાળી હોય છે કે, કોઇ પણ જાતનું હથિયાર તેમાં પેસી શકતું નથી, પણ તે હથિયાર, વગર ઇજા કરે બાજુપર પડી જાય છે; તેમ જ ગમે તેવો બોધ તમે સંસારીને આપો, પણ તેના મનપર તેની કાંઇ પણ અસર થશે નહીં.

**પાપીનું હૃદય.**

૨૫૧. પાપીનું હૃદય, ગુચ્છા વળી ગયેલા વાળ જેવું છે. તમો તે ગુચ્છાવાળા વાળને ગમે તેટલા ખેંચો, પણ જેમ તેને સીધા કરવાને તમો શક્તિવાન્ નહીં થાઓ, તેમ જ તમો પાપીને ગમે તેટલું કરો વા કહો, પણ તેને સુધારવામાં એકદમ પાર નહીં પડશો.

૨૫૨. જેમ પાણી પથ્થરપર અસર કરતું નથી, તેમ ઉપદેશવાર્તાઓ, સંસારી મનુષ્ય અથવા બદ્ધ જીવપર અસર કરતી નથી.

૨૫૩. જેમ ચાળણી, દળેલી વસ્તુના સારા, ઝીણા અને જાડા ભાગને જૂદા પાડીને લોટને બહાર કાઢીને થુળું રહેવા દે છે, તેમ જ પાપી માણુસ પણુ સદ્‌ગુણુનો ત્યાગ કરીને દુર્ગુણુ જ ગ્રહણુ કરે છે.

૨૫૪. જેવી કુતરાની પૂછડી વાંકી છે, તેવું જ પાપીનું મન છે.

૨૫૫. જ્યારે મન ખોટે માર્ગે દોરાય છે ત્યારે તે ચાંડાલના લત્તામાં રહેનાર ઊંચવર્ણના બ્રાહ્મણુ જેવું અથવા શહેરની પછવાડેની ગલીમાં રહેનાર ગૃહસ્થ જેવું છે.

૨૫૬. કપડાં રાખવાના ધોબીના પેટારા જેવું તારું મન થવા દેતો ના. ધોબીને ત્યાં ઘણાં વસ્ત્ર તથા મહામૂલ્યવાળા શાલ દોશાલાઓ હોય છે. પણ તે તેના નથી. તે ધોઇને વાપરવાને લાયક થાય છે કે, તુરત જેના હોય તેને પહોંચાડે છે ને તેના પેટી પેટારા ખાલીખંમ થઈ જાય છે; કારણુ કે તેમાં તેનું પોતાનું કંઈ હોતું નથી. જે માણુસોમાં પોતાના વિચારો નથી, તેઓ ધોબી જેવા છે.

૨૫૭. વિષય અને ધનની તૃષ્ણાવાળું મન લીલીસોપારી જેવું છે.

**વિષય અને ધનની તૃષ્ણાવાળું મન**

સોપારી જેમ કાચી હોય છે ત્યાં સુધી તેના લીલા રસને લીધે તે કોટલાંને વળગીને રહે છે, પણ પાકતાંને વાર તેનો રસ સુકાવાથી તે તેનાથી છૂટી પડી જાય છે ને માંહીને માંહી ગબડતી આપણુને હલાવવાથી જણાય છે; તેમ જ જ્યારે વિષયની અને ઐહિક પદાર્થોનું તૃષ્ણારૂપી બંધન કરનારો ગુણુ દૂર થાય છે ત્યારે મનુષ્ય મુક્ત થાય છે.

૨૫૮. છાણુમાં પડેલા કૃમી જેવું સંસારીનું મન છે; જીવડો છાણુમાં જ રહે છે અને તેને ત્યાં જ રહેવાનું ગમે છે. જો ભોગજોગે કોઈ એને દુર્ગંધનું સ્થાન છોડાવી કમળ પુષ્પમાં મૂકે, તો તે કમળની સુગંધમાં ઉલટું મરી જાય છે. તેમ જ બદ્ધ જીવ પણુ એક ક્ષણુભર પણુ સંસારના વિચારો અને વિષયોની ઇચ્છાનો ત્યાગ કરી શકતો નથી.

૨૫૯. જેમ નરમ મૃત્તિકા સહેલાઇથી કોઇ પણ છાપ ધારણ કરે છે, પણ પથ્થર તે પ્રમાણે છાપ ધારણ કરી શકતો નથી; તેમ જ દૈવીજ્ઞાન ભક્તના હૃદયપર પોતાની મેળે જ છાપ પાડે છે, પણ સંસારી મનુષ્યના હૃદયપર તેની અસર પણ થતી નથી.

૨૬૦. સંસારી વ્યવહારમાં ગમે તેટલી ઠોકરો ખાય, ગમે તેટલા દુઃખો તેને શિરે આવી પડે, તોપણ તે વિષયવાસના અને ધનના લોભના આકર્ષણની સામો થઇ શકતો નથી અને ઇશ્વર પ્રતિ મનને વાળી શકતો નથી.

૨૬૧. હવાયલી દીવાસળી સળગશે નહિ; તેને ગમે તેટલા જોરથી ઘસશો તો તે માત્ર ધુમાડો જ કરશે. પણ એક સૂક્કી દીવાસળી ઘસરકાથી એકદમ સળગી ઉઠશે. ભક્તનું મન સૂકી દીવાસળી જેવું છે, અને ઇશ્વરના નામનું ક્ષણભરનું રટણ તેના પ્રેમાગ્નિને પ્રદીપ્ત કરે છે. પણ સાંસારિક મનુષ્યનું વિષય અને લોભથી ભરેલું મન હવાયલી દીવાસળી જેવું છે અને તેને જોઇએ તો હજારો વખત ઇશ્વર સંબંધી જ્ઞાન આપો, તોપણ ઇશ્વરના પ્રેમનો અગ્નિ તેમાં પ્રગટ થશે નહિ.

**ઇશ્વરની કૃપાદૃષ્ટિથી સંસારી બદલાતો નથી.**

૨૬૨. જ્યારે મલયવાયુ વાય છે ત્યારે સત્વવાળાં જે કોઇ પણ ઝાડને તેનો સ્પર્શ થાય છે તે સર્વે ચંદનવૃક્ષ થઇ જાય છે, પરન્તુ સત્વ રહિત ઝાડો તો જેવાંને તેવાં જ રહે છે. તેવી જ રીતે જ્યારે પરમેશ્વરની કૃપાદૃષ્ટિ થાય છે, ત્યારે ધર્મ અને સત્યતાના બીજવાળા મનુષ્યો તુરત જ પવિત્ર થઇ જઇને ઇશ્વરી શક્તિથી પૂર્ણ થઇ જાય છે, પરન્તુ મૂઢ અને સંસારીજન તો જેવા ને તેવા જ રહી જાય છે.

૨૬૩. માખીઓ કોઇ વખતે હલવાઇની દુકાનમાંની મીઠાઇઓ ઉપર બેસે છે, પણ જો તેટલામાં જ કોઇ ભંગી ટોપલો લઇ જતો હોય તો તે મીઠાઇપરથી ઉડીને પેલા દુર્ગંધીવાળા નરકના ટોપલાપર જઇને બેસે છે. પણ મધમાખ કોઇ પણ વેળા ખરાબ વસ્તુઓપર બેસતી નથી:

તે તો માત્ર પુષ્પોમાંથી મધુ જ લઇ લે છે. સંસારીઓ માખી જેવા છે. વખતો વખત તેઓ ક્ષણભર ઈશ્વરી આહ્લાદનો સ્વાદ ચાખે છે, પણ તેઓનું નરક તરફનું સ્વાભાવિક વલણ તેઓને સંસાર રૂપી નરકના ઢગલા તરફ તુરત જ પાછું ખેંચી જાય છે. સારા માણસ, આથી ઉલટી રીતે, મધમાખની માફક, નિરંતરે ઈશ્વરી સુંદરતાના આનંદ ભરેલા ધ્યાનનો જ સ્વાદ લે છે.

૨૬૪. નરકના કીડા જે હંમેશા નરકમાં જ જીવે છે ને મરે છે તેના જ જેવા સંસારી મનુષ્ય છે અને તેને ઉન્નતભાવનાનો વિચાર જ આવતો નથી. સંસારના સારા માણુસો, માખી જે કોઇવાર નરકપર ને કોઇવાર મીઠાઇપર બેસે તેના જેવા છે; જ્યારે યોગીનો સ્વતંત્ર આત્મા એક મધમાખ, જે હંમેશા ઈશ્વરની સાંનિધ્યમાં જ રહીને તેના ધ્યાનરૂપી મધુ શિવાય બીજા કશાનું પાન કરતો નથી.

૨૬૫. જગત લુબ્ધ જીવ ઈશ્વરના દૈવી જ્ઞાનનો ભોક્તા થઇ શકતો નથી. જેમ કાદવવાળા ડોહળાયલા પાણીમાં સૂર્યનું કે આસપાસના પદાર્થોનું પ્રતિબિંબ પડી શકતું નથી, તેમ તેના અંતરમાં પ્રભુનાં દર્શન થઇ શકતાં નથી.

૨૬૬. જેમ દરિયાની વચ્ચે અને તરંગોથી ચલાયમાન જળમાં, ચંદ્રનાં પ્રતિબિંબો અનેક અને ત્રુટક ત્રુટક દેખાય છે, તેમ જ માયાથી બદ્ધ સાંસારિકનાં, વ્યગ્ર અને અસ્થિર ચિત્તમાં પૂર્ણકામ પરમેશ્વરના પ્રકાશનો જરા જેટલો આભાસ માત્ર જ પડે છે.

૨૬૭. નરમ મૃત્તિકાને યથારૂચિ રૂપ અપાય છે, પરંતુ દગ્ધ (પકવેલી) મૃત્તિકાના આકારમાં ફેરફાર થઇ શકતો નથી. તેમ જ, જેઓનાં હૃદયો સંસારમાંના વિષયોની લાલસાથી ભરપૂર થઇને ખવાઈ ગયાં છે, તેઓ ઉચ્ચ સુખના–પરમાનંદના સુખના–ભોક્તા થઇ શકતા નથી.

૨૬૮. સઘળાં શિયાળો એક જ રીતે રડે છે, તેમ વિશ્વના સઘળા દોઢડાહ્યા માણસો એક જ જાતનો ઉપદેશ આપે છે.

**સંસારનો ઉપદેશ.**

૨૬૯. ગીધ પક્ષી હવામાં ઉંચે ચઢતું જાય છે, તે વખતે પણ તેની દૃષ્ટિ કોહેલા સડેલા મુડદાંના ખાડાપર જ હોય છે; તેમ જ વેદીયાઢોરો, જેઓ ભણ્યા પણ ગણ્યા નહીં હોય તેઓ, ઈશ્વરી જ્ઞાન વિષે મોજથી અને છૂટથી ચર્ચા કરે છે. તે ચર્ચા માત્ર મોંઢાની જ છે; કારણ કે તે સઘળો વખત તેઓનું લક્ષ પૈસા, માન, આબરુ, સત્તા વગેરે–તેઓના ભણતરનો નિર્જીવ બદલો–મેળવવા તરફ જ રોકાયલું હોય છે.

૨૭૦. એક સંસારી મનુષ્યને જનક જેટલી મોટી બુદ્ધિ ભલે હો, ભલે તે યોગી જેટલો શ્રમ અને પ્રયાસ કરે, અને વાનપ્રસ્થો જેવા મોટા યજ્ઞો પણ તે ભલે કરતો હોય, તોપણ આ સઘળું તે ઈશ્વર પ્રીત્યર્થે કરતો નથી, પણ સાંસારિક સુખ, માન અને ધનને અર્થે કરે છે.

૨૭૧. સઘળાં પક્ષીઓમાં કાગડો ડાહ્યો ગણાય છે તે પોતાને પણ તેવો જ ડાહ્યો માને છે. તે કદી પણ જાળમાં સપડાતો નથી અને જરાક પણ ધાસ્તીનો સમય જોતાં જ ઉડી જાય છે, અને ખાવાનું અતિ હોશિયારીથી ચોરી લેવા છતાં પણ ખરાબ અને દુર્ગંધી પદાર્થો સિવાય બીજું કાંઇ પણ તેને ખોરાકી તરીકે મળતું નથી. આ તેના દોઢડાહ્યાપણાનું પરિણામ છે.

૨૭૨. જેમ માંખી ક્ષણમાં રોગી મનુષ્યના શરીર ઉપરના વ્રણ-પર બેસે છે અને બીજી જ ક્ષણે દેવતાને અર્પણ કરાયલા નૈવેદ્યપર બેસે છે; તેમ જ સાંસારિક વૃત્તિ-વાળા મનુષ્યો, ક્ષણમાં ધર્મસંબંધી વિચારો અને કથાઓમાં તલ્લીન થઇ જાય છે અને બીજી જ ક્ષણે તેઓ ધન અને વિષયની ચર્ચાના આવેશમાં તલ્લીન થઇ જાય છે.

**સંસારીનું મન.**

૨૭૩. નીર મેળવેલા દુધનું જેમ દહી બનાવવામાં ઘણી મહેનત પડે છે, તેમ જ અપવિત્ર અને અશુદ્ધ વિચારોરૂપી મલીન પાણીથી ભરેલા સંસારલુબ્ધ માનવીના મનને શુદ્ધ, પવિત્ર અને નિર્મળ સ્થિરપણામાં લાવવા માટે અતિશય મહેનત અને વખત જોઇએ છે.

૨૭૪. જો ઉગ્ર જ્વરથી પીડાતા અને તૃષાથી ટળવળતા એક માણસની પાસે ઠંડા હિમ જેવા પાણીના કુંજાઓ અને સ્વાદિષ્ટ ખાવાની વિવિધ વાનીઓ મૂકવામાં આવી હોય, તો પછી આવો તૃષાતુર અને અસ્વસ્થ મનુષ્ય તે પદાર્થો—જો કે તેને નુકશાનકર્તા થઇ પડે તેવા છે, છતાં પણ તે ચાખવાની તેની લાલસા શું અટકાવી શકાશે? તેમ જ કામજ્વરથી પીડાતા અને વિષયોની લાલસાવાળા સંસારીને જો સ્રીના સૌંદર્ય અને ધનના આકર્ષણ વચ્ચે મૂકવામાં આવ્યો હોય તો પછી તે પોતાને તેની તરફ જતો અટકાવી શકતો નથી. તે ધાર્મિક જીવનના પંથમાંથી જરૂર સરી પડે છે.

૨૭૫. જગતમાં બદ્ધજીવ ઇંદ્રિયોના સુખાનંદમાં લુબ્ધ હોવાથી બ્રહ્માનંદના સુખને સમજી શકતો નથી. એક વેળાએ ભગવન્ શ્રી રામકૃષ્ણે પોતાના એક શિષ્યને તેની જ ઇચ્છાથી સમાધિ કરાવી. દાકતરોના વ્યર્થ પ્રયાસો છતાં પણ તે તેમાંથી ઉઠી શકયો નહિ, પણ પંદર દહાડા પછી ભગવાને પોતે જ હાથ લગાડીને તેને જાગૃત કીધો. મહાત્માના સ્પર્શથી જાગૃત થતાં જ તેણે કહ્યું:—"પ્રભુ! મારા પુત્રો મારી મિલ્કતની વ્યવસ્થા કરવાને હજુ શકિતમાન્ નથી તો હું હાલ આ સ્થિતિને શું કરૂં?"

**સંસારી ઇંદ્રિયજન્ય સુખો વિશેષ પસંદ કરે છે.**

૨૭૬. દહી ઝમાવેલા પાત્રની અંદર કોઇ પણ દૂધ રાખતું નથી, કારણ કે દૂધ પણ કદાચ દહીરૂપી થઇ જાય તેવી ધાસ્તી રહે છે. તેમ જ, તે પાત્ર અગ્નિનો તાપ લાગતાં જ ફાટી જાય તે ડરથી બીજા ઉપયોગમાં પણ આવતું નથી, પણ નિરુપયોગીપણે પડી રહે છે. એક

પવિત્ર, શુદ્ધ મનનો અને અનુભવી ગુરુ, સંસારમાં લુબ્ધ થયેલાને ઉચ્ચવૃત્તિના અને જ્ઞાનથી ભરપૂર એવા વચનોનો ઉપદેશ આપતો નથી, કારણ કે સંસારપરની તેની આસક્તિને લીધે તે પોતાનો સ્વાર્થ સાધવાને અર્થે તેનો દુરુપયોગ કરશે, એવી તેના ગુરુને ચિંતા રહે છે; તેમ જ તે ગુરુ તેને કોઇ પણ ઉપયોગી કાર્યમાં પ્રેરતો પણ નથી, કારણ કે તેને ભય રહે છે કે તે શિષ્યના મનમાં તેની પાસેથી વ્યર્થ મહેનત કરાવી લીધી, એવો વિચાર આવશે.

૨૭૭. ફાટેલી ગુણીમાંથી પડી જઇને, ચારે દિશામાં વેરાઇ જતા રાઇના દાણાને જેમ એકઠા કરીને બહારી લેવાનું કામ ઘણું વિકટ છે, તેમ જ મનુષ્ય પ્રાણીનું મન જ્યારે જગતની અનેક વસ્તુઓપર ચોંટી જઇને નાના પ્રકારના વિષયોમાં રોકાઇ ગયેલું હોય છે, ત્યારે તેને ધ્યાનમાં એકાગ્ર કરવું, એ પણ ઘણું જ વિકટ કાર્ય છે.

૨૭૮. ત્રાજવાનું ભારી પલ્લું નીચે જાય છે અને હલકું ઉપર આવે છે. તેમ જ જે આ સંસારની ઘણી જ ફીકર અને ચિંતાથી ભરેલો હોય છે, તેવો મનુષ્ય આ લોકમાં જ રહે છે; જ્યારે જેને થોડી ચિંતા અને ઉપાધિ હોય છે, તે સ્વર્ગપ્રતિ ઉંચે ગમન કર્યો જાય છે.

૨૭૯. પ્રશ્ન:–વિશ્વ શાનાં જેવું છે ?

ઉત્તર:–તે ઠળિયા અને છાલ ઉપરાંત, સહેજ માવાવાળાં બોરનાં ફળ જેવું છે, કે જે ખાવાથી ઉદરશૂળનો રોગ થાય છે.

૨૮૦. ગજકર્ણથી ઉત્પન્ન થતી કંડુતી (ચેળ)ને ખજવાળવાથી પહેલાં ઘણું મીઠું લાગે છે, પણ ત્યારપછી તુરત અસહ્ય વેદના થવા માંડે છે. તેમ જ જગતનાં સુખો પણ આરંભમાં ઘણાં આકર્ષક અને સુખદાયી લાગે છે, પણ તેઓનું પરિણામ ઘણું ભયંકર ધ્યાનમાં આવે નહિ એવું હોય છે.

૨૮૧. પ્રશ્ન:–એક સંસારી બદ્ધ જીવ મનને કેવી સ્થિતિપર લાવે વૈરાગ્યમાં મુક્તિ છે. તો મુક્તિ મેળવી શકે ?

ઉત્તરઃ—જો પરમાત્માની કૃપાથી કોઇને સહસા ત્યાગની વૃત્તિ ઉદ્ભવી આવે તો તેના હૃદયમાંથી વિષય તથા ધન પ્રત્યેની વાસના નિર્મૂળ થઇ જાય છે અને ત્યારે જ તે સર્વ બંધનોથી મુક્ત થઇ જાય છે.

૨૮૨. તેલમાં પલાળેલા કાગળ ઉપર જેમ કાંઇ પણ લખી શકાતું નથી, તેમ જ ઇંદ્રિયોના વિષયસુખના ઉપભોગરૂપી તેલથી તરબોળ થઇ રહેલા જીવથી પણ ઇશ્વરની ભક્તિ થઇ શકતી નથી. પરંતુ જેમ તેલ-વાળો કાગળ તેના ઉપર ચાક (ખડી માટી)નું પડ ચહડાવવાથી લખ-વાને યોગ્ય પાછો બને છે, તેમ જ વૈરાગ્ય અને ત્યાગરૂપી ચાકથી સ્પર્શાયેલો મનુષ્ય, પુનઃ ઇશ્વરની ભક્તિ કરવાને તથા દિવ્યમાર્ગે ચાલ-વાને પાત્ર થાય છે.

૨૮૩. ઇશ્વર જ્યાં બેઠેલો છે, તે ઓરડાને ઉઘાડવાની કુંચી વિચિત્ર રીતે ઉલટી ફરે છે. પરમાત્માને પામવાને માટે તમારે જગતનો ત્યાગ કરવો જોઇએ.

૨૮૪. આ વિશ્વ એક રંગભૂમિ છે; જ્યાં માણસો અનેક વેશે પોતપોતાના ભાગો ભજવે છે અને થોડો વખત પણ પોતાનો ખેલ ભજવ્યા શિવાય તેઓ લીધેલો વેશ કાઢી નાંખવો પસંદ કરતા નથી. તેઓને થોડીવાર રમવા દ્યો કે, તુરત જ પોતાની મેળે તેઓ વેશ કાઢી નાંખશે.

૨૮૫. આ વિશ્વમાં સુખ આપનારી જે વસ્તુ છે, તેમાં દૈવી આનંદનો ભેળ છે અને એ બે સુખો વચ્ચેનો ફરક ગોળની અને શુદ્ધ શર્કરાની વચ્ચેના ફરક જેવો છે.

૨૮૬. પ્રશ્નઃ—ઇશ્વર અને જગત્ બેની એકવાકયતા કેમ કરી શકાય?

**જગત્ અને ઇશ્વરની એકવાકયતા.**

ઉત્તરઃ—એક ભાડભુજાની સ્ત્રી તરફ જુવો તે કેટલા અને કેવાં ભિન્ન ભિન્ન કાર્યો એકી વખતે કરે છે. એક હાથે તેણી ખાંડણીયામાંનો મુસળ (ઘેનકીનો હાથો) ચલાવે

છે ને પૌવા ખાંડે છે; બીજે હાથે પોતાનાં બચ્ચાંને પકડીને ધવરાવે છે; તથા મુખેથી ગ્રાહકને પૌવાનો ભાવ કહીને તેનો સોદો કરે છે; અને તે જો કે આટલાં બધાં જૂદાં જૂદાં કામો કરે છે, તોપણ તેનું લક્ષ્ય તો ઘેનકી (મુસળ) પોતાના હાથ કે પગ ઉપર ન પડે, તે ઉપર જ છે. તેમ જ, ઓ શિષ્ય! તું પણ રહેજે. આ જગતમાં રહેજે ને સર્વે વ્યવહાર કરજે, પણ જગતનો ન બની જતાં ઇશ્વરના ઉપર જ લક્ષ્ય રાખીને મનથી તેનો જ થઇ રહેજે.

૨૮૭. સંસારમાં રહો, પણ સંસારી થાવ નહિ. સર્પ અને દેડકાને સાથે નચાવો ખરા, પણ સર્પને દેડકો ગળી જવા દેતા નહિ.

૨૮૮. સંસારના વિચારો અને ચિંતાથી તમારું મન ડોલાયમાન થવા દેશો નહિ. દેશ–કાળનો વિચાર કરીને જે યોગ્ય લાગે તે અને અવશ્યનું હોય તે જ કરજો.

૨૮૯. માર્ગમાં ભિક્ષાર્થે એકતારો વગાડનાર જેમ એક હાથે તંબૂરાનો તાર ચલાવે છે, બીજે હાથે ઢોલ વગાડે છે ને મુખેથી ગાયન પણ લલકારતો જાય છે; તેમ જ ઓ સંસારબદ્ધ મનુષ્ય! તું પણ તારા જગત્ વ્યવહારની સર્વ ક્રિયાઓ, તારા હાથોથી કર; પણ સર્વ કાળ પરમ કૃપાળુ પરમાત્માને યાદ રાખીને તેની જગત્પાવિની કીર્તિ અને નામનું રટણ તારા મુખથી સતત ચાલુ રાખવાને વિસરતો નહિ.

૨૯૦. જેમ ઝેરી સર્પોથી ભરેલા ઘરની અંદર વસનારાઓને રાત્રિ દિવસ ચંચલ અને સાવચેત રહેવું પડે છે, તેમ જ સંસારી પુરુષોએ પણ કામ અને લોભરૂપી મોહકારક સર્પોથી નિરંતર સાવધ અને ચેતેલા રહેવું જોઇએ.

૨૯૧. પ્રશ્નઃ–કામ, ક્રોધ આદિક શત્રુઓનો પરાજય કેમ અને ક્યારે કરી શકાય?

**વિકારોને કેમ જિતવા?**

ઉત્તરઃ–જ્યાં સુધી આ કામાદિક ગુણોને જગત્ અને તેમાંના વિષયો તરફ વળેલા રાખી મૂકશો

ત્યાં સુધી તેઓ તમારા શત્રુઓ છે; પરંતુ જેવા તમો તેને ઈશ્વર તરફ વાળશો કે તે તમારા સાચા મિત્રો બની જશે અને તમને પરમાત્મ-સ્વરૂપની પ્રાપ્તિ નિર્વિલંબે કરાવશે. ઐહિક વસ્તુની કામનાને ઈશ્વરી કામનામાં ફેરવી નાંખજો; જગતમાંના તમારા બંધુ જીવો ઉપર આવતા ક્રોધને, પરમાત્મા તમોને પ્રકટ થઇ દર્શન દેતા નથી, માટે તેના તરફ વાળજો; અને તેવી રીતે દરેક ગુણને ઈશ્વરની તરફ પ્રેરજો. તમારી મનોવૃત્તિઓને નિર્મૂળ કરવાની વૃથા મહેનત ન કરતાં, તમો તેને આવી રીતે ઉચ્ચ માર્ગે જવાનું શિખવજો.

**તત્ત્વજ્ઞાનમાં રહેલી મોક્ષદાયક શક્તિ.**

૨૯૨. સર્પ ઝેરી છે અને તેને જે પકડવા જાય તેને કરડે છે; છતાં પણ સર્પવિદ્યા જાણનારો ગારુડી એવા અનેક સર્પોને પકડીને આભૂષણની માફક પોતાની સાથે રાખે છે તોપણ તેને સર્પ દંશ દઈ શકતો નથી. તેમ જ જેઓ ઈશ્વરી જ્ઞાનને પામ્યા છે, તેઓને કામ અને લોભ દંશ દેઈ શકતા નથી.

૨૯૩. ઉઘાડા પગે કોઈ પણ જાતના પાદરક્ષક વિના કાંટા અને અણિયાળા પથરાઓ ઉપર ચાલવાની કોણ હિંમત કરશે? તત્ત્વજ્ઞાન-રૂપી પાદુકાથી સજ્જ થયેલ જીવને કયી જાતના કાંટા કે ઢેખરાં ઈજા કરી શકશે?

૨૯૪. જો તમો પ્રથમથી હાથને તેલ લગાડીને ફણસ સુધારવા બેસશો તો તેમાંથી નિકળતો ચીકણો દૂધ જેવો પ્રવાહી તમારા હાથને લાગશે નહીં. તેમ જ જો તમો પ્રથમથી જ વિશ્વાત્મા–બ્રહ્મના, જ્ઞાનથી તમારા મનને સુદૃઢ બનાવશો તો પછી સ્ત્રીઓ કે લક્ષ્મીના સમીપમાં રહેવા છતાં પણ, તે તમને કોઇ પણ રીતે બાધ કરી શકશે નહીં.

૨૯૫. "અદ્વૈત જ્ઞાનરૂપી વસ્ત્ર ધારણ કરીને જે કાંઇ કરવું હોય તે યથેચ્છ કર!" પ્રકૃતિની અને પુરુષ (આત્મા)ની બ્રહ્મની સાથે ઐક્ય અનુભવનારને પુણ્ય કે પાપ બંધન કરી શકતાં નથી.

૨૯૬. ઈશ્વરનાં દર્શનની આકાંક્ષાથી આવેલા એક ભક્તને ભગવાને કહ્યું: "તમારા જીવનનો મોટો ભાગ જગતની જંજાળમાં ગાળીને તમો અત્ર છેક આજે પરમાત્માને શોધવા નિકળ્યા છો, તેને બદલે જો તમો પહેલા પરમાત્માને શોધીને જગતમાં પડ્યા હોત તો, અહો! તમોને કેટલી ભવ્ય શાંતિ અને કેવો મહાન્ આનંદ પ્રાપ્ત થયો હત!"

**પ્રથમ ઇશ્વરને શોધો, પછી જગતને.**

૨૯૭. પ્રથમ પ્રભુને પ્રાપ્ત કરો, પછી પૈસો પ્રાપ્ત કરો, પણ તેથી ઉલટે માર્ગે ચાલો નહિ. જો પ્રથમ દૈવી આનંદના પ્રસાદથી વિભૂષિત થઇને તમો જગતની જંજાળમાં પડશો તો તમો તમારા ચિત્તની શાંતિને કદી પણ ક્ષોભ પામતી અનુભવશો નહિ.

૨૯૮. જેમ એક છોકરો થાંભલાને મજબૂત પકડીને તેની આસપાસ પડી જવાની કાંઇ પણ ધાસ્તી રાખ્યા વગર જોસભેર ચકરચકર ફર્યા કરે છે; તેમ જ તું ઇશ્વરને દૃઢપણે વળગી રહીને પછી સંસારમાંના તારા ધર્મ પ્રમાણે વર્તશે તો તું સઘળી જાતના ભયમાંથી મુક્ત રહેશે.

૨૯૯. સાંસારિક દુગ્ધાઓ અને ચિંતાઓથી તમારા મનને મુંઝાવા દેતા ના. જરૂરની વેળાએ અવશ્યનાં સર્વ કામો કરતા રહેજો, પણ સર્વ કાળ તમારું હૃદય શ્રીહરિના ચિંતવનમાં સ્થિર રાખજો.

૩૦૦. જેમ કોઇ વ્યભિચારિણી સ્ત્રી, ઘરનું સર્વ કામકાજ કરવા છતાં પણ સઘળો વખત મનની અંદર પોતાના પ્રિયતમનું રટણ કર્યા જ કરે છે; તેમ જ તું પણ સંસારના તારા સઘળા ધર્મો પાળ. પણ તારું મન તે સઘળો વખત ઇશ્વરમાં ચોંટાડી રાખ.

૩૦૧. કોઈ એક કૃષિકાર આખો દિવસ શેરડીનાં ખેતરમાં પાણી નાંખતો હતો. પોતાનું કામ કરી રહીને તેણે જોયું તો સઘળું પાણી ખેતરમાં આવવાને બદલે મોટા મોટા ઉંદરનાં દરોને રસ્તે થઇને જમીનની અંદર પચી જતું હતું. જે ભક્ત હૃદયની અંદર (કીર્તિ, સુખ વગેરે) સાંસા-

**વિષયોની ઇચ્છા રાખનારો ભક્ત.**

રિક કામનાઓ અને તૃષ્ણાઓમાં લબ્ધોપચયો રહીને ઈશ્વરારાધન કરે છે, તેની પણ આવી જ દશા થાય છે. જો કે તે નિરંતર પ્રાર્થના કર્યા કરે છે, તોપણ તૃષ્ણાઓરૂપી ઉંદરોનાં દરોવાટે તેની સઘળી ભક્તિ વ્યર્થ જાય છે અને તે જરા પણ અગાડી વધી શકતો નથી. આખી જીંદગી ઈશ્વર પૂજનમાં ગાળ્યા છતાં જન્મ વેળાએ જ્યાં હતો ત્યાંનો ત્યાં જ તે રહે છે, પણ એક પાયરી પણ ઉંચો ચઢવા પામતો નથી.

૩૦૨. જે પોતાના વિચારોનો ચોર છે, તેનાથી કાંઇ પણ સિદ્ધ થઇ શકતું નથી. જ્યારે તારો આત્મા તથા મન એકતાને પામીને પરમાત્માને માટે ઝુરતો નથી ત્યારે તને તેનાં દર્શનનો પ્રસાદ કેમ મળશે?

૩૦૩. જેવું તમે ધારતા હો તેવું જ બોલજો; તમારા વિચાર અને આચાર એક જ રાખજો; કારણ કે જો તમો મોંઢેથી એમ કહેશો કે, મારો તો ઈશ્વર જ સર્વ કાંઇ છે, પણ જો તમારા મનમાં દુનિયા જ સર્વ કાંઇ રહી હશે, તો તમોને તેથી કંઈ પણ ફળ મળશે નહીં.

૩૦૪. વહાણ, પાણીમાં ભલે રહે, પણ પાણીને વહાણમાં રહેવા દેવું નહીં જોઇએ. તેમ જ ભક્ત સંસારમાં ભલે રહે, પણ સંસારે તેના હૃદયમાં પેસીને તેને બાંધવો નહીં જોઇએ.

૩૦૫ જળથી ભરપૂર કુંભમાં જો તળીએ એક ઝીણું જેવું કાણું પડે તો તેમાંથી તે સઘળું પાણી નિકળી જાય છે. તેમ જ સંસારત્યાગી નિકળેલા સંન્યાસીના હૃદયમાં જો જરાક સરખી પણ વિશ્વવિલાસના સુખની વાસના રહેશે તો તેના સઘળા પ્રયત્નો અફળ જશે.

૩૦૬. જ્યાંસૂધી અગ્નિ દુધની નીચે હોય છે ત્યાંસૂધી દુધ ઉકળે છે અને અંદર ભમરા પડે છે; પણ જેવો અગ્નિ શાંત થયો કે, તે પણ શાંત પડી જાય છે. તેમ જ નવા શિખાઉનું હૃદય જ્યાં સૂધી ધર્મનો અભ્યાસ ચાલુ હોય છે ત્યાં સૂધી ઉત્સાહથી ભરેલું હોય છે, પણ પછી તે શાંત પડી જાય છે.

૩૦૭. પય અને જળ પરસ્પરનો સંબંધ થતાં જ એકઠાં મળી જાય છે અને હજારો પ્રયત્ન કરવા છતાં પણ તે જૂદાં થઈ શકતાં નથી. તેમ જ મુમુક્ષુ—મોક્ષને અર્થે પ્રયાસ કરવાને ઇચ્છતો જન—હૃદયમાં ઉંચી ને ઉંચી ગતિએ પહોંચવાની કામના છતાં પણ, જો વગર વિચારે સંસારી જનોમાં ભેળાશે તો તે પોતાની સર્વોત્કૃષ્ટ વાસનાથી વિહીન થઇ જશે, એટલું જ નહિ પણ તેના મનની અંદર રહેલી પૂર્વની શ્રદ્ધા, પ્રેમ, ઉત્સાહ આદિક સદ્‌ગુણો પણ લુપ્તપ્રાય થઈ જશે; અને છેવટે તેનો પડછાયો પણ તેના હૃદયમાં રહેવા પામશે નહિ.

**મુમુક્ષુએ સંસારી સાથે ભેળાવું નહિ.**

૩૦૮. છાશને મથન કરીને તેમાંથી નિકળેલું નવનીત જો તે જ છાશમાં રહેવા દેવામાં આવશે તો તેની મીઠાશ અને ઘટ્ટતામાં બહુ ફેર પડી જશે, તે કારણથી તે નવનીતને કાઢી લઇને સ્વચ્છ પાણીના પૃથક્-પાત્રમાં મૂકવું જોઇએ. એ દૃષ્ટાંતનું સિદ્ધાંત એ છે કે, સંસારી સ્થિતિમાં રહીને કેટલેક અંશે સિદ્ધ દશાને પ્રાપ્ત થયા પછી પણ, જો તે મનુષ્ય સંસારની ઉપાધિમાં જ રહીને સંસારી મનુષ્યોના સમૂહમાં જ પડ્યો રહેશે, તો તેને સંસારનો ડાઘ લાગવાનો ઘણો સંભવ રહેશે. માટે, આવી રીતે અર્ધસિદ્ધદશાને પામેલા મનુષ્યે તો સ્વચ્છ અને નિર્મળ રહેવાને અર્થે, સંસાર બહારના સત્પુરુષોમાં વસવું જોઇએ.

૩૦૯. કાજળથી ભરેલી ઓરડીમાં ગમે તેવી સાવચેતીથી તમો રહો, પણ તમારે અંગે કાળાશનો જરાક પણ ડાઘ લાગ્યા શિવાય રહેશે નહીં: તેમ જ, જો કોઇ સ્ત્રી કે પુરુષ પોતાનાથી વિરુદ્ધ જાતિના સમાન વયના પુરુષ કે સ્ત્રી સાથે રહેશે તો પછી તે ગમે તેવી પણ સાવચેતીથી રહે ને પોતાના મનોવિકારને ગમે તેવા પણ અંકુશમાં રાખે છતાં પણ તેના મનમાં સ્હેજ નિર્જીવ જેવો પણ કામ-વાસનાનો સંકલ્પ ઉદય થયા શિવાય રહેવાનો નહિ જ.

૩૧૦. આ સત્ય છે કે ઈશ્વર વાઘમાં પણ છે, છતાં આપણે જઈને તે પ્રાણીની સામા જેમ ન ઉભા રહેવું જોઈએ, તેમ ઈશ્વર પાપી પુરુષમાં છે તે સત્ય છે, તો પણ આપણે તેવા પાપીનો સંગ ન કરવો જોઈએ.

**પાપાત્માથી દૂર રહેો.**

૩૧૧. પ્રશ્નઃ—કોઈ વ્યભિચારિણી સ્ત્રી સાધુ પુરુષને ફસાવવા અને તેના ઉપર પોતાની નીચ સત્તાનું બળ અજમાવવા ઈચ્છે ત્યારે સાધુએ કેમ વર્તવું?

ઉત્તરઃ—જેમ એક પરિપૂર્ણ રીતે પાકી ગયેલી કેરીને હાથવતી દબાવવામાં આવે છે ત્યારે તેમાંથી ગોટલો અને રસ નીકળી જઈ માત્ર તે ઉપરની છાલ હાથમાં રહી જાય છે, તેમ સાધુ પુરુષનું મન તેવી કસોટીના સમયે ઈશ્વરપ્રતિ ચાલ્યું જાય છે અને અત્ર માત્ર તેનું નાશવંત માટીનું શરીર તે સ્ત્રીના ઉપભોગ માટે રહે છે.

૩૧૨. અદ્ભુત ચમત્કાર કરનારાઓને મળશો ના. તેઓ સત્યના માર્ગપરથી ચળેલા છે. તેઓનાં મન બ્રહ્મને પામવા ઇચ્છતા મુમુક્ષુઓના માર્ગમાં મોહિનીરૂપે આવનારી, માનસિક સિદ્ધિઓની જાળમાં ગુંચવાયલાં છે. આ માનસિક સિદ્ધિઓથી ચેતતા રહેજો ને તે મેળવવાની લાલસા રાખશો ના.

૩૧૩. સર્વ જાતનું જળ નારાયણે ઉત્પન્ન કરેલું છે, છતાં દરેક જાતનું જળ પીવાને લાયકનું હોતું નથી. તેવી જ રીતે, એ વાત સત્ય છે કે, ઈશ્વર સર્વ સ્થળે વ્યાપક છે, છતાં પણ સર્વ સ્થળે મનુષ્યને જવા આવવાને લાયકનું નથી. જેમ એક પ્રકારનું જળ માત્ર પગ ધોવાના કામમાં આવે છે, બીજા પ્રકારનું સ્નાન, મુખમાર્જન આદિના કામમાં આવે છે, એક વળી પીવાના કામમાં આવે છે અને વળી બીજું એવું છે કે તેને અડકાય પણ નહીં. તેમ જ સ્થળો પણ નાના પ્રકારનાં છે, કોઈની નજીક આપણાથી જવાય, કોઈની અંદર પણ જવાય, જ્યારે કેટલાકને આપણે દૂરથી જ નમસ્કાર કરવા જોઈએ.

૩૧૪. બકરાઓ, ગાયો અને નાના બાળકોની છેડથી ન્હાના છોડવાનું હંમેશ રક્ષણ કરવું જોઇએ, પરંતુ તે એક મોટું વૃક્ષ બની ગયું કે, પછી ભલે તેની શીતલછાયા આપનારી ડાળોની નીચે અનેક ગાયો અને બકરાનાં ટોળાં બેસે તથા તેનાં પાંતરાં ખાય. તેમ જ જ્યારે તમારા મનમાં શ્રદ્ધા અને વિશ્વાસ થોડાં હોય ત્યારે તમારે કુસંગીની તથા સંસારની દુષ્ટ અસરથી હંમેશ સાવચેત રહેવું; પરંતુ એક વખત જ્યારે વિશ્વાસે તમારા મનમાં દઢ વાસો કીધો કે પછી સંસાર કે કુસંગ તમોને કંઇ પણ હાનિ કરી શકવાના નથી. તેટલું જ નહીં, પણ તમારી પવિત્ર સંગતિથી અનેક પાપીઓ પણ પવિત્ર બનશે.

**નિર્જન અને શાંત સ્થાનનું સેવન.**

૩૧૫. એક વેળાએ કેટલાક બ્રહ્મબાલકોએ સ્વામીશ્રીને કહ્યું કે, તેઓ મહારાજા જનકનું અનુકરણ કરે છે અને આ જગતમાં કોઇ પણ પદાર્થનો સંસર્ગ રાખ્યા વિના નિર્લેપપણે વિચરે છે. તુરત જ ભગવાને કહ્યું કે, તેમ બોલવું સહેલ છે ખરું, પરંતુ જનક થવું એ તો ઘણું જ વિકટ કામ છે. સંસારીઓમાં રહેવું અને ફરવું તથા તેમના સંસર્ગથી લેપાવું નહિ, એ મહાદુષ્કર છે તથા તેવા થવાને માટે આરંભમાં ભીષણ પ્રયાસો કરવા પડે છે. મહારાજ જનકે શું કષ્ટો નહોતાં સહ્યાં? તેમણે પ્રારંભમાં કેવું ભારી તપ કીધું હતું, તે વિચારવું જોઇએ. હું તમને તેવાં કષ્ટો સહેવાનું નથી કહેતો, પરન્તુ હું તમોને રોજ નિયમિત સમયે નિયમિત કાળ સુધી ભક્તિ કરવાનું તથા એકાંત સ્થળમાં એકાકી રહેવાનું તો કહું જ છું. પ્રથમમાં જ્ઞાન અને ભક્તિથી સુસજ્જિત થઇને જ સંસારી બનો, એ મારું વદવું છે. જેવું એક જ પાત્રમાં રાખી મૂકીને, હલાવ્યા વિના એક ખૂણામાં દૂધને રાખી મૂકવાથી દહિં બને છે, તેવું દૂધને વારંવાર પાત્રોમાં બદલવાથી તેનું સારું દહિં ઝમતું નથી. જનકે પ્રથમથી આવી ભક્તિ અને જ્ઞાનસિદ્ધ કીધાં હતાં અને તેથી જ તે સંસારમાં નિર્લેપપણે રહી શકતો હતો. તેણે પોતાનું દેહાભિમાન

ઓગાળેલું હોવાથી જ તેને વિદેહી સંજ્ઞા પ્રાપ્ત થઇ હતી. તે જીવન્મુક્ત રૂપે વિચરતો હતો. દેહપણાનો નાશ છતે, દેહ મનમાંથી દૂર થવો મહા-દુષ્કર છે અને તેથી જ તેવું કાર્ય સિદ્ધ કરનાર જનકને શૂર પુરુષની અમર ઉપાધિ લોકોએ આપી છે. તેણે જ્ઞાન અને કર્મરૂપી બે તર-વારોને બેય હાથે બહુ જ સરળતા અને બુદ્ધિથી વાપરી હતી.

૩૧૬. સાંસારિક ઉપાધિમાં રહેવા છતાં પણ સિદ્ધ દશાને પમાય તેવું બતાવવાને રાજા જનકનું દૃષ્ટાંત વારંવાર આપવામાં આવે છે, પરંતુ સાધારણ નિયમ તો એવો છે કે, કામ અને લોભનો જ્યાં સુધી ત્યાગ ન કીધો હોય, ત્યાં સુધી સિદ્ધ દશા પ્રાપ્ત થતી નથી; માટે તેનું દૃષ્ટાંત એ નિયમરૂપ નહિં, પણ માત્ર અપવાદરૂપ જ છે. વિશેષ કરીને તે એટલા માટે અપવાદરૂપ છે કે મનુષ્યજાતના ઇતિહાસમાં આ જ એક પાત્ર એવા જીવનનું ઉદાહરણ છે; તેટલા માટે તમારે પોતાને જનક જેવા ન સમજવાઃ કારણ કે હજારો વર્ષ થઇ ગયાં પણ દુનિ-યાંએ બીજો જનક ઉત્પન્ન કીધો નથી.

૩૧૭. જો તમોને જગતમાં નિર્લેપપણે રહેવાની ઇચ્છા હોય તો તમો—ઓછામાં ઓછા એક વર્ષ, છ માસ કે એક માસ અથવા છેલ્લે છેલ્લે બાર દિવસ પણ—એકાંતમાં ભક્તિ કરવામાં ગાળજો. આ એકાંતમાં તમો સતત મહાપ્રભુનું ધ્યાન ધરજો અને તેના દૈવી પ્રેમને પાત્ર થવાને માટે તેની નિરંતર પ્રાર્થના કરજો. તમો તમારા મનમાં સતત એવો જ વિચાર રાખજો કે, આ વિશ્વમાં તમે તમારો પોતાનો કહી શકો એવો એક પણ પદાર્થ નથી. જેને તમો પોતાના ધારો છો તે બધા જોત-જોતામાં ચાલી જશે. એક ઇશ્વર જ તમારો છે ને તે જ તમારું સર્વસ્વ છે; અને તેથી તેને કેમ પામવું એ જ એક તમારો ઉદ્દેશ અને આગ્રહ હોવો જોઇએ.

૩૧૮. જેઓ ધર્મનો અને ધર્મવંતોનો તિરસ્કાર કરે છે તથા

જેઓ પવિત્રતાની અને પવિત્ર માણસોની મજાક કરે છે તેઓથી, તું જ્યારે ભક્તિ કરતો હોય ત્યારે દૂર રહેજે.

૩૧૯. ત્હારા વિચારો અને શ્રદ્ધા ત્હારી પાસે જ રહેવા દેજે; પણ બહાર તે વિષે લોકોને કહેતો ના, નહીં તો તને ઘણી ખોટ જશે.

૩૨૦. જો તમો હાથીને ન્હવડાવીને સાફ કીધા પછી છૂટો મૂકશો તો તે ક્ષણવાર પછી માથે ધૂળ ઘાલશે; પણ જો તેને તેની ઓરડીમાં બાંધી મૂકશો તો તે તેવો ને તેવો જ સ્વચ્છ રહેશે. તેમ જ, જો તમો પવિત્ર અને મહાત્મા સંત પુરુષોની સંગતિ થકી એક વખત પવિત્ર મનના થયા પછી પણ જો પાછા સંસારી વિષયોની વાસનાથી ભરેલા જનોની સોબતમાં પડશો તો તમો પાછા હતા તેવા જ મલિન મનના થઈ જશો. પણ જો તમો તમારા મનને ઈશ્વરમાં જ એકાગ્ર કરીને ચોંટાડેલું રાખશો તો તમારું મન પાછું કદિ પણ મલિન થશે નહિ.

**શુદ્ધ અંતઃકરણવાળાને ઈશ્વર દર્શન.**

૩૨૧. મેલવાળા દર્પણમાંથી જેમ સૂર્યનાં કિરણોનું પ્રતિબિંબ નિકળતું નથી, તેમ જ મન જ્યાં સુધી માયાના આવરણથી આચ્છાદિત—અશુદ્ધ અને અપવિત્ર હોય છે, ત્યાંસુધી તેના જાણવામાં ભગવાનનો પ્રતાપ આવતો નથી. પણ જેમ સ્વચ્છ દર્પણ સૂર્યનું પ્રતિબિંબ પાડે છે, તેમ જ સ્વચ્છ અંતઃકરણમાં ઈશ્વર દેખાય છે. માટે તું પવિત્ર થા.

૩૨૨. જેમ ઉંડા કુવાના કાંઠા ઉપર ઉભેલા મનુષ્યના ચિત્તમાં તેમાં પડી જવાની ધાસ્તી સતત રહે છે, તેમ જ જગતના વ્યવહારમાં રહેલા માણસે પણ તેમાંના લલચાવનારા વિષયોથી સાવચેત રહેવું જોઇએ. જે કોઈ એકવાર પણ આ વિષયરૂપી ખાડામાં પડે છે, તે તેમાંથી નિર્મળ અને ડાઘ વગરનો ક્વચિત જ બાહેર નિકળી શકે છે.

૩૨૩. જે મનુષ્ય સંસારના વિષયોના સમૂહમાં રહેવા છતાં પણ સિદ્ધ દશાને પામે છે, તે જ ખરો શૂરો છે.

૩૨૪. જેમ નવું જન્મેલું વાછરડું ઊભું રહેતાં શિખતાં પહેલાં ઘણીવાર પડે છે ને ગડબડીયાં ખાય છે, તેમ ભક્તિના માર્ગપર ચઢીને શિખરપર સુખરૂપ પહોંચતાં પહેલાં ઘણી ઘણી ઠોકરો વાગે છે.

**ખરો ધર્મશીળ કોણ?**

૩૨૫. કોઈ પણ મનુષ્યની દષ્ટિ ન પહોંચી શકે તેવા નિર્જન-સ્થાનમાં પણ પરમાત્મા તેને જૂએ છે, એવું મનમાં દૃઢ જાણીને કદી પણ કાંઈ પાપ ન કરનાર પુરુષ જ ખરો ધર્માત્મા છે. એકાંતમાં—નિર્જન—અગોચર સ્થાનમાં પણ જેના મન ઉપર ધનની તૃષ્ણા કે વિષયભોગની લાલસા ફાવી શકતી નથી, કારણ કે પરમેશ્વર તેને સતત નિહાળે છે, તથા જે તેવા જ ભયથી કોઈ પણ જાતના ભુંડા ઘાટ પણ ઘડતો નથી તે જ ખરો ધર્મશીલ છે. પરંતુ જે બાહ્ય જગતના જનોને દેખાડવાને અર્થે, કિંવા જનસમાજમાં અવમાનિત થવાના ભયને લીધે, ધર્મનું આચરણ કરે છે તેના હૃદયમાં, શુદ્ધ ધર્મને જરાક પણ સ્થાન મળ્યું નથી, એ નિશ્ચય માનજો.

૩૨૬. જ્યારે કોઈ તપાસ રાખનાર કે ઠપકો દેનાર ન હોય તેવી એકાંતાવસ્થામાં પણ જે કોઇ મનુષ્ય અયોગ્ય કાર્ય કરતો નથી અથવા અપવિત્ર આચરણ આચરતો નથી, તે જ સત્ય મહાન્ ધર્મશીળ સાધુ પુરુષ છે.

૩૨૭. પારાની માફક પાપ કદી પણ છૂપાશે નહીં. જો કોઇએ પારાની ભસ્મ ખાધી હશે તો તે જરૂર વિસ્ફોટકરૂપે જાહેર થઈ જશે.

૩૨૮. તે જ ખરો પવિત્ર માણસ છે કે, જે જીવતો છતાં પણ મૃતકતુલ્ય છે, એટલે કે જેની વિષયવાસના અને કામના, શબમાં જેમ મરી ગયેલી છે તેમ, નાશ પામી ગઇ છે.

૩૨૯. જેમ હીંગ એ મસાલામાં ન ગણાય ને સાકર એ ગળપણમાં ન ગણાય, કારણ કે માંદાથી પણ તેનો ઉપયોગ કરાય છે; અથવા જેમ "પ્રણવ" (ૐકાર) એ શબ્દમાં ન ગણાય પણ ઈશ્વર

રૂપ જ છે, તેમ પવિત્ર થવાની–ભક્તિ કરવાની પ્રેમ કરવાની–કામનાઓ, તે કામનામાં ગણાતી નથી.

૩૩૦. ભેળી કરેલી સાકર અને રેતીમાંથી, કીડી સાકર માત્ર જ લઇ જાય છે, તેમ સુજ્ઞ પુરુષો અસત્યમાંથી સત્ય જ તારવી લે છે.

૩૩૧. સુપડાંનો સ્વભાવ સારી વસ્તુ રાખીને ખરાબ ઉરાડી દેવાનો છે, તેવો જ પવિત્ર માણસોનો પણ સ્વભાવ છે.

૩૩૨. પ્રશ્નઃ–સંસારનાં તથા ઇન્દ્રિયવિષયનાં સુખો તરફનું આકર્ષણ બંધ ક્યારે થઇ જશે ?

ઉત્તરઃ–ઇશ્વર, જે અછેદ્ય, નિત્ય, સચ્ચિદાનંદ સ્વરૂપ છે તે જ સર્વ સુખનું અને સર્વોપરિ આહ્લાદનું નિવાસસ્થાન છે. જેઓને તેના સર્વોપરિ સુખનો અનુભવ મળે છે, તેઓને આ વિશ્વના પદાર્થોના નિર્જીવ અને નિર્માલ્ય આહ્લાદ માટે કોઇ પણ જાતની કામના કે આકાંક્ષા રહેતી નથી.

૩૩૩. જ્યારે શાવક (એક જાતનું ખીસકોલીના ઘાટનું પ્રાણી)ની પુંછડી ખરી જાય છે, ત્યારે તે જળ અને પૃથ્વી બેપર રહી શકે છે; તેમજ જ્યારે અજ્ઞાનરૂપી પુંછડી ખરી જાય છે, ત્યારે મોક્ષગતિને પમાય છે, અને ત્યારે તે જીવન્મુક્ત ઇશ્વરમાં અને જગતમાં સરખી રીતે રહી શકે છે.

**સંન્યાસી.**

૩૩૪. જેઓ સંસારમાં રહીને મોક્ષાર્થે યત્ન કરે છે, તેઓ કિલ્લાના રક્ષણમાં રહીને યુદ્ધ કરનારા લડવૈયા જેવા છે; જ્યારે સંસારત્યાગી નિકળેલા સંન્યાસીઓ મેદાનમાં ઉભા રહીને યુદ્ધ કરનારા શૂરવીર લડવૈયા જેવા છે કારણ કે કિલ્લાની અંદર રહીને લડવું, એ મેદાનના યુદ્ધ કરતાં ઘણું જ સલામતી ભરેલું છે.

૩૩૫. ગંગા કિનારે વસનારા સાધુઓ સદા પવિત્ર હોય છે.

૩૩૬. સેકવાને અર્થે તવામાં નાંખેલા ભાતના દાણામાંથી જે દાણો ઊડીને બહાર પડે છે, તે પૂર્ણપણે સેકાયલો હોય છે ને વળી તેનાપર બળી ગયેલા દાણાના જેવી નિશાની પણ હોતી નથી. પણ પેણામાં જ બરોબર સેકાયલા દાણાઓપર જરાક સરખી પણ દાઝની કાળી નિશાની

જોવામાં આવે છે. તેમ જ સાત્વિક શુદ્ધ ભક્તોમાંથી જેઓ પ્રથમથી જ સંસાર ત્યાગીને કેવળ નિઃસ્પૃહી થઇ બહાર ચાલી નીકળ્યા છે, તે તો કોઇ પણ પ્રકારના દોષ વગરના શુદ્ધ સાત્વિક ભક્ત જ છે; પણ સંસારમાં રહીને ઈશ્વરારાધન કરનારા ઉત્તમ ભક્તોના સ્વભાવમાં સ્હેજ પણ અપૂર્ણતા રહી જવાનો સંભવ છે.

૩૩૭. પ્રશ્ન:—જેણે જ્ઞાનથી નહિ પણ ક્ષણિક દુઃખ કે શોકના ત્રાસથી દુભાઇને સંસાર ત્યાગ કીધો હોય, તેનાં લક્ષણ કેવાં હોય છે?

ઉત્તરઃ—માતા, પિતા, પત્ની, પુત્ર કે કોઇ અન્ય સ્વજન સાથેના વિરોધને લીધે, કિંવા કોઈ જાતની આપદાને લીધે ત્યાગી થએલાને ક્ષણિક ત્રાસથી થએલો ત્યાગી જાણવો અને તેનો ત્યાગ પણ ક્ષણિક જ જાણવો, અન્ય દેશમાં ગયા પછી તેને સહેજ પણ સુખકર પદાર્થો કે મનુષ્યનો સહવાસ થતાંજ તે પાછો સંસારી બનશે અને કાળાંતરે ધન અને લૌકિક કીર્તિથી વિંટાયેલો આ પુરુષ પાછો પોતાને દેશ આવીને સ્વજનોની સાથે વસશે.

૩૩૮. શ્વેત વસ્ત્રપર પડેલો નાનો સરખો પણ શ્યામ ડાઘ, તેની વિરુદ્ધતાને લીધે બહુ જ કદરૂપો લાગે છે તેમ જ પવિત્ર પુરુષની નજીવી ભૂલો પણ તેની આજુબાજુની પવિત્રતાની સમીપમાં બહુ જ ગંભીર દેખાય છે.

૩૩૯. જેમ કસોટીપર ચઢવાથી ખરું સોનું અને પિત્તળ પરખાઇ જાય છે, તેમ જ સતાવણી અને દુઃખરૂપી કસોટીપર ચઢવાથી ખરો સાધુ અને ઢોંગી માલમ પડી આવે છે.

**સાચો અને ઢોંગી સાધુ.**

૩૪૦. જે સાધુ દવા આપે છે તથા કેફી વસ્તુનો ઉપયોગ કરે છે તે ખરો સાધુ નથી, માટે તેવાથી દૂર રહેવું.

૩૪૧ હવામાં ઉંચા ઉરાડવાને બનાવેલા હજારો પતંગોમાંથી કોઇ

એક કે બે જ દોરી તોડી ને છૂટા થઇ ઉડી જાય છે, તેમ હજારો સાધકોમાંથી કોઇ એક કે બે જ સંસારના બંધનમાંથી મુક્ત થઇ શકે છે.

૩૪૨. સત્વ, રજ અને તમના ન્યૂનાધિક પ્રમાણને લીધે મનુષ્યોમાં ત્રણ પ્રકાર થયેલા છે.

**માણસોના પ્રકાર.**

૩૪૩. જેમ જાળમાં સપડાયલી માછલીઓમાં કેટલીક તો છૂટી થવાને બીલકુલ પ્રયત્ન કરતી નથી, બીજી કેટલીક નિકળવાને અતિશય પ્રયાસ કરે છે, જ્યારે થોડીક તો જાળ તોડીને બહાર નિકળવામાં પણ ફાવે છે, તેમ જ ત્રણ પ્રકારના મનુષ્યો છે: બદ્ધ, મુમુક્ષુ અને મુક્ત.

૩૪૪. જો પકાવ્યા વગરનું વાસણ ફૂટી જાય છે તો કુંભકાર તેની માટી ફરીથી કામમાં લે છે; પણ જો પકાવ્યા પછી ફૂટી જાય છે તો તેના ટુકડા ફરીથી તેના ઉપયોગમાં આવતા નથી. એવી જ રીતે અજ્ઞાનાવસ્થામાં પંચતત્વને પામનાર જીવને પુનઃ જન્મ લેવો પડે છે, પરંતુ જ્ઞાનાગ્નિથી સિદ્ધ થયેલ અમર આત્માને મૃત્યુને અંતે પુનઃ જન્મવું પડતું નથી.

૩૪૫. રાંધેલા ચોખા (સિદ્ધ કરેલો ભાત) ફરીથી ઉગતો નથી, પણ વગર રાંધેલી ડાંગર પાછી ઉગી નિકળે છે. તેમ જ સિદ્ધ થયેલ પુરૂષનો પુનર્જન્મ થતો નથી, પણ અસિદ્ધ અજ્ઞાન દશામાં મૃત્યુવશ થયેલાને, સિદ્ધાવસ્થાને પામતાં સૂધી જન્મમરણ ભોગવવાં પડે છે.

૩૪૬. આ વિશ્વમાં સિદ્ધદશાને પામેલા જનોમાં પણ બે વર્ગો છે;– એક વર્ગના સિદ્ધો સત્યજ્ઞાન થતાં જ મૌન ધારણ કરીને તેનો આનંદ પોતેજ ભોગવવા માંડે છે; જ્યારે બીજા વર્ગના સિદ્ધો સત્યજ્ઞાનની પ્રાપ્તિ થતાં જ તેને પોતાની પાસે રાખી ન મુકતાં, ચારે ખૂણાના લોકોને તેમાંથી ભાગ આપવાની ઇચ્છાથી પોકારીને સર્વને કહે છે કે, "આવો અને અમારી સાથે સત્યાનંદનો લ્હાવો લૂંટો."

૩૪૭. ત્રણ જાતનાં રમકડાં હોય છે; મીઠાનાં, કપડાંનાં તથા પથ્થરનાં. આ પુતળાંઓ જો પાણીમાં નાખ્યાં હોય તો પહેલી જાતનાં

પુતળાં પાણીમાં ઓગળી જઇને પોતાનો આકાર સજી દેશે; કપડાંમાં ઘણું પાણી ભરાશે, પણ તેનું અસલ રૂપ જતું નહીં રહે. જ્યારે પથ્થરનું તો જેમનું તેમ જ રહેશે. મીઠાનું પુતળું એ મુક્ત પુરુષ છે, જે સર્વ સામાન્ય અને સર્વવ્યાપી આત્મામાં મળી જઇને લીન થઇ એકરૂપ જ થઇ જાય છે. કપડાંનું પુતળું પ્રેમીભક્ત—જે ઇશ્વિરી આનંદ અને જ્ઞાનથી ભરેલો છે તેને સ્થળે છે; અને ત્રીજું પથ્થરનું પુતળું સંસારી,—જે સત્ય જ્ઞાનનો એક અંશ માત્ર પણ જાણી શકતો નથી,—તેને સ્થળે છે.

૩૪૮. રંગભૂમિ ઉપર જેમ એક માણસ વારાફરતી વિવિધ વેશ ધારણ કરે છે, તેમ ઇશ્વર પણ જગતમાં નાના પ્રકારનાં રૂપો ધારણ કરે છે. તેમ જ વળી જેમ એકનો એક વેશ જૂદા જૂદા ઘણા માણસો પહેરી શકે છે, તેમ નિરનિરાળા સ્વભાવના પ્રાણીઓએ મનુષ્યનો આકાર ધારણ કર્યો છે; કેટલાક માણસો ફાડી ખાનારા વરુ જેવા છે, કેટલાક ક્રૂર રીંછ જેવા છે, કેટલાક લુચ્ચા શિયાળ જેવા છે, તો કેટલાક સર્પ જેવા છે. જો કે આવા સ્વભાવવાળાનો બાહ્ય આકાર મનુષ્ય જેવો છે.

૩૪૯. કચોરી, ઘારી વગેરે પદાર્થોના ઉપરનાં પડો તો ચોખાના લોટનાં જ હોય છે; પણ તેની અંદર ભરેલા મસાલાના સ્વાદ પ્રમાણે તેને સારા અથવા ખરાબ કહેવામાં આવે છે. તેમ જ મનુષ્ય માત્રના દેહો એક જ જાતના પદાર્થોના બનેલા છે, પરંતુ તેમના અંતરની શુદ્ધતાના પ્રમાણમાં તેમના ગુણો ભિન્ન ભિન્ન હોય છે.

**ધાર્મિક લાભ હૃદયના ગુણો ઉપર અવલંબેલો છે.**

૩૫૦. ધર્મના વિષયમાં મનુષ્ય કેટલું વધારે જ્ઞાન સંપાદન કરી શકશે, તે તેના વિચારો અને વૃત્તિઓને આધીન છે—તે હૃદયમાંના ગુણોથી પ્રાપ્ત થાય છે; પરંતુ તેનાં દૃશ્ય કર્મોથી તે સંપાદન થતું નથી. કોઇ એક વખતે બે મિત્રો એક સ્થાને ભાગવતની કથા થતી હતી ત્યાંથી પસાર થતા હતા. તેવામાં એકે કહ્યું:—“ભાઇ ચાલ, આપણે પણ સાંભળવા બેસીએ.” બીજાએ કહ્યું, “નારે ભાઈ, ભાગવત સાંભ-

ળવામાં શું વળવાનું હતું ? ચાલને આપણે પેલી રામજણીને ત્યાં નાચમાં જઇએ. ત્યાં આનંદ અને રમતમાં આપણો વખત જશે." પહેલાએ તે કબૂલ્યું નહિ, અને જ્યાં કથા વંચાતી હતી ત્યાં જઇને કથા સાંભળવા બેઠો. બીજો ગુણીકાના ગૃહમાં ગયો. પણ ત્યાં ધાર્યા પ્રમાણેની ગમ્મત ન મળવાથી મનમાં ને મનમાં કહેવા લાગ્યો, "અરેરે ! હું અહીં આવીને ક્યાં ફસાયો ! પેલો કેવો સુખી કે જઇને શ્રીહરિના ગુણાનુવાદ કરતો પવિત્ર ભાગવત સાંભળવા બેઠો." અને આવી રીતે ગુણીકાના ગૃહમાં હોવા છતાં પણ સઘળો વખત તેણે શ્રીહરિનું જ સ્મરણ કર્યા કીધું. બીજો જે કથામાં બેઠો હતો, તેને પણ તેમાં રસ ન પડવાથી મનમાં ને મનમાં કહેવા લાગ્યો, "અરેરે ! મને વળી આ શું સુજ્યું ! પેલો કેવો નિરાંતે બેસીને ગુણીકાને ત્યાં આનંદ મેળવતો હશે !" પરિણામે શ્રીમદ્-ભાગવતની કથામાં બેઠેલો હોવા છતાં પણ તેના મને ગુણીકાના ઘરના આનંદનું ચિંતન કર્યા કીધું અને તેથી અંતે તેને ઘેર જવાના પાપ જેટ-લાંજ પાપનો તે ભોક્તા થયો. પરંતુ બીજો તો કથાશ્રવણના પુણ્યનો અધિકારી થયો; કારણ કે તેના હૃદયે સતત શ્રીહરિનું જ સ્મરણ, ગુણી-કાના ઘરમાં હોવા છતાં પણ કર્યા કીધું હતું.

**મન અને વિચારની શક્તિ.**

૩૫૧. મન જ મનુષ્યને જ્ઞાની કે અજ્ઞાની, બદ્ધ કે મુક્ત, બનાવે છે. મનુષ્ય મનને જ લીધે પવિત્ર કે અપવિત્ર, પુણ્ય-શાળી કે પાપી, સદાચારી કે દુરાચારી બને છે. જેનું ચિત્ત સતત શ્રીહરિની મૂર્તિમાં સ્થિર થયેલું છે, તેને માટે ભક્તિ કે ઉપાસના કે પૂજા વગેરેના બાહ્ય ઠાઠની કાંઈ પણ આવશ્યકતા નથી.

૩૫૨. હિંદુસ્થાનના શ્રદ્ધારૂપી દવાથી જ સારું કરનાર વૈદ્યો પોતાના દરદીઓને ખરા વિશ્વાસથી, "હું માંદો નથી, મને કોઇ પણ જાતનો મંદવાડ છે જ નહિ," એવું બોલવાને કહે છે, દરદી આમ બોલ્યા પણ કરે છે ને મને કરીને આમ નીરોગીપણું સ્વીકારવામાં જ તેનો રોગ જતો

પણ રહે છે. તેવી જ રીતે તમો જો પોતાને કંઇપણ સદ્દગુણ વગરના અને નબળા મનના માનશો તો તમો થોડા જ વખતમાં પોતાને તેવા જ બની ગયલા જોશો. અને એવું સમજશો અને માનશો કે, તમારામાં અંત ઘણી શક્તિ છે, તો નિશ્ચય રાખજો કે, તે શક્તિ આખરે તમારામાં આવશે જ.

૩૫૩. નમ્રતાનો દેખાવ કરવા જતાં ઘણુંકો કહે છે કે, "હું તો મારે ધૂળમાં આળોટતા કીડા જેવો છું," અને આવી રીતે પોતાના મનમાં કીટ જેવો હોવાનો વિચાર કરવાથી, વખતના જવા સાથે તેનું મન ખરેખર જ કીટના મન જેવું નિર્બળ બની જાય છે.

તારા અંતરમાં નિરાશાને પેસવા દેતો ના; મનુષ્યને માટે આગળ વધવાના કાર્યમાં હરકત નાંખનારી નિરાશા થવાના દોષ જેવો બીજો કોઈ પણ દોષ નથી.

જેવું જે ચિંતવે છે તેવો તે થાય છે.

૩૫૪. કોઇ એક માણસે એક કલ્પવૃક્ષની છાયામાં બેસીને વિચાર કીધો કે, હું રાજા થાઉં ને તે તત્ક્ષણે રાજા થયો. બીજી પળે એક મોહ પમાડી દે, એવી સુંદરી મેળવવાનો તેણે વિચાર કીધો ને તત્ક્ષણે એક સુંદરી આવીને તેની પાસે બેઠી. તેણે પોતાના મનમાં વિચાર કીધો કે, "જો વાઘ આવીને ખાઇ જાય તો," અને અફસોસ ! તેજ ક્ષણે તે એક વાઘના ડાચામાં જઈ પડ્યો. ઈશ્વર એ કલ્પવૃક્ષ જેવો છે, જે જીવ તેની સમક્ષ એવો વિચાર કરે છે કે, હું ગરીબ અને નિરાધાર છું, તે તેવો જ રહે છે; પણ જે એવો વિચાર કરે છે અને માને છે કે, ઈશ્વર તેની દરેક ઇચ્છા પૂરી પાડે છે, તેને તેની પાસેથી સર્વ પદાર્થ મળે છે.

૩૫૫. મનુષ્ય જેવો વિચાર અને જેવો હેતુ રાખે છે, તે પ્રમાણમાં તેને ફળ આપવામાં આવે છે. ઈશ્વર એ એક કલ્પવૃક્ષ જેવો છે; તેના જે ભકતો તેની છાયા નીચે બેસીને જે ઇચ્છે છે, તે તેને આપે છે.

કોઇ રંકનો પુત્ર હોય છે તે વરિષ્ઠ ન્યાયાલયના ઉંચા ઓદ્ધાપર ચઢે છે અને ત્યાં જ વિચારે છે—કે "હવે હું સુખી છું; નીસરણીના સર્વથી ઉંચા પગથિયાપર હું ચઢ્યો છું. હવે બધું યથોચિત છે." ઇશ્વર તેને કહે છે કે—"જે સ્થિતિમાં તું છે, તેમાં તું સદાનો રહે." ન્યાયમંદિરનો તે ન્યાયાધીશ જ્યારે વાનપ્રસ્થ થાય છે, અને પોતાના જીવનનું સિંહાવલોકન કરે છે, ત્યારે તે સમજે છે કે, તેણે જીંદગી વ્યર્થ ગુમાવી છે અને કહે છે કે—"અરે રે! મેં શું કીધું!" ઇશ્વર પણ પડઘો પાડી કહે છે કે—"અરે રે! તેં શું કીધું!"

૩૫૬. જે પોતાને જીવરૂપ માને છે તે જીવ રહે છે, જે ઇશ્વરરૂપ માને છે. તે ખરેખર ઇશ્વર થાય છે. જેવું જે ચિંતવે છે તેવો તે થાય છે.

૩૫૭. જ્યારે હાથી છૂટો હોય છે ત્યારે ઝાડો અને મૂળીઆંઓને ઉખેડી નાંખે છે તથા તેનો નાશ કરે છે; પણ જ્યારે મહાવત તેના મસ્તકમાં અંકુશ ભોંકે છે કે, તે તુરત શાંત બની જાય છે. તેમ જ મન જ્યારે સ્વતંત્ર છૂટું હોય છે ત્યારે નિરુપયોગી અનેક વિચારોના તરંગમાં પોતાનો કાળ વ્યતીત કરે છે, પરંતુ જેવો તેનાપર વિવેકરૂપી અંકુશનો દાબ મૂકવામાં આવે છે, કે તુરત જ તે શાંત બની જાય છે.

**વિવેક અને વૈરાગ્ય.**

૩૫૮. તોફાની વા શાંત ઘોડો, આંખે અંધારી બાંધી ન હોય તો જેમ સીધો ચાલતો નથી, તેમ જ વિવેક અને વૈરાગ્યની અંધારી પડળો જ્યાં સુધી સંસારી જીવ મનને બાંધતો નથી ત્યાં સુધી તે કુમાર્ગે જતાં અટકતું કે અચકાતું નથી.

૩૫૯. જેમ ડોહળાયલા પાણીમાં ફટકડીનો ભૂકો નાંખવાથી કચરો તળીએ બેસી જઇને પાણી સ્વચ્છ નીતર્યું બની જાય છે, તેમ જ વિવેક અને વૈરાગ્ય, મનુષ્ય હૃદયના બે દોષહારકો છે; તેની મદદથી સંસારીનું ચિત્ત સંસારમાંથી છૂટીને શુદ્ધ બને છે.

૩૬૦. રેશમનો કીડો જેમ પોતે ઉપજાવેલા કોકડામાં બંધાઇ જાય છે, તેમ જ મનોજન્ય ઇષણાઓમાં સંસારી જન લુબ્ધ થઇ જાય

છે. પરંતુ જેમ પાછળથી તે કીડો ચળકતાં અને રંગબેરંગી પતંગીઆનું સ્વરૂપ થાય છે ત્યારે કોકડો કાપીને બાહેર આવે છે ને સ્વતંત્રતાનું સુખ ભોગવે છે. તેમ જ સંસારી જીવ પણ વિવેક અને વૈરાગ્યરૂપી પાંખોને પોષીને, માયાની જાળમાંથી છૂટી જાય છે ને મુક્તદશાનો અનુભવાનંદ ભોગવે છે.

૩૬૧. એક જાતનો ઝેરી કરોળીઓ થાય છે. તેના ઝેરમાં એવો ગુણ રહેલો છે કે, જ્યાં સુધી હાથમાં આમળીનાં મૂળીયાં પકડીને મનુષ્યના શરીરપરના જખમપરથી ઉતારવામાં આવતાં નથી, ત્યાં સુધી જેને તે કરડ્યો હોય તેના ઉપર કોઇ પણ જાતના ઔષધની અસર થતી નથી. આ પ્રમાણે જ્યારે જખમવાળી જગ્યાપર ઉતાર કરવામાં આવ્યો હોય છે ત્યારે જ અન્ય ઔષધિઓ તેની અસર કરવા માંડે છે. તેમ જ જ્યારે વિષય વાસનારૂપી કરોળીઆ મનુષ્યને કરડ્યા હોય, ત્યારે તેને ધાર્મિક જીવનમાં આગળ વધ્યા પહેલાં પ્રથમ તો વૈરાગ્ય, વિવેક અને અભ્યાસની અદ્દભુત શક્તિથી રંગાવું જરૂરનું છે.

૩૬૨. સચ્ચિદાનંદના મહાસાગરમાં આપણે ડૂબકી મારવી જોઇએ; અને તેમ કરતાં અગાધ દરિયાની તળેટીમાં વસનારા લોભ અને ક્રોધ-રૂપી ભયંકર પ્રાણીઓથી ડરવું નહિ, તથા વિવેક અને વૈરાગ્યરૂપી હરિદ્રાનું લેપન કરી લેવું, કે તેના વાસને લીધે તે ભયંકર ગ્રાહો, તારી નજીક ન આવતાં દૂરના દૂર જ રહેશે.

૩૬૩ વિવેક બે જાતનો છે—આનુષંગિક અને સંયોગિક (analytical and sythetical). આનુષંગિક આપણને દૃશ્ય જગતના ઉપરથી અદૃશ્ય અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન કરાવે છે, અને સંયોગિકથી આપણે અદૃશ્ય અને અદ્વિતીય બ્રહ્મ દૃશ્યરૂપે કેમ પરિણમે છે, તે સમજીએ છીએ.

૩૬૪. તર્ક બે પ્રકારના છે. આનુષંગિક અને સંયોગિક. આનુ-ષંગિક તર્ક રીતિએ માણુસ જગતનો વિચાર કરતાં કરતાં ઇશ્વર સુધી ચઢે છે, એટલે કે કાર્ય ઉપરથી મૂળ કારણનો વિચાર કરે છે. તત્પશ્ચાત

સંયોગક તર્કનો આરંભ થાય છે; ઈશ્વરને યથાસ્થિત જાણ્યા પછી, માણસ જગતના સર્વ કાર્યમાં અને જગદુત્પત્તિમાં તેનો આવિર્ભાવ કેમ વિવર્તે છે, તે જોતાં શિખે છે; એક પદ્ધતિ પૃથક્કરણ સંબંધી છે, અને બીજી એકી-કરણ સંબંધી છે. પ્રથમની રીતિ કાંદાના કે કેળના થડના ગર્ભને પહોં-ચવા માટે એક પછી એક પડ અનુક્રમે કાહાડી નાંખવા જેવી છે, જ્યારે બીજી રીતિ એક થર ઉપર બીજા થર ચઢાવવા જેવી છે.

૩૬૫. વૈરાગ્ય કેટલા પ્રકારના છે? વૈરાગ્યના બે ભેદ છેઃ—તીવ્ર અને મંદ (સામાન્ય). એક રાત્રિમાં જ મ્હોટું તળાવ ખોદીને તેને જળથી ભરી દઇએ, તેવો તીવ્ર વૈરાગ્ય છે. જ્યારે મંદ વૈરાગ્ય રોજ રોજ મુલતવી રાખવાના ગુણવાળો છે અને તે ક્યારે પૂર્ણ થશે, તે કોઇ પણ જાણી શકતું નથી.

૩૬૬. પ્રશ્નઃ—વૈરાગ્ય કેવી રીતે સિદ્ધ કરાય?

ઉત્તરઃ—એક વખતે કોઇ એક સ્ત્રીએ પોતાના પતિને કહ્યું; "સ્વામિન્! મને મારા ભાઇ વિષે બહુ જ ચિંતા થાય છે. આજ કેટ-લોક વખત થયા એ સંસાર ત્યાગ કરવાની અને સંન્યસ્ત લેવાની વાતો કરી રહ્યો છે, ને તેટલા માટે હાલથી જ તેણે મન જિતવાના પ્રયત્નો કરવા માંડ્યા છે, તથા પોતાની મનોવૃત્તિના વેગને તથા જરૂરીયાતોને ઘટાડવા માંડી છે." પતિએ કહ્યું; "પ્રિયે! તારે જરાક પણ ચિંતા રાખવી નહિ. આજ સુધીમાં સંસાર છોડવાની લાંબી લાંબી વાતો તથા તૈયારી કરવાવાળો કોઇ પણ મનુષ્ય સંન્યાસી થયો નથી, ને તારો ભાઇ પણ તે જ પ્રમાણે થશે નહિ." પત્નીએ પૂછ્યું, "ત્યારે જેઓ સંન્યાસી થાય છે, તે કેમ થાય છે?" પતિએ પ્રત્યુત્તર આપ્યો; "મનુષ્ય સંન્યસ્ત કેમ ગ્રહણ કરે છે તે તારે જોવું છે? લે હું તને તે દેખાડું. "આટલું કહેતાં જ તેણે પોતાનાં શરીર ઉપરનાં વસ્ત્રો ફાડીને ખેંચી કાઢ્યાં તથા કમરપરના ધોતીયામાંથી એક ટુકડો કાઢી લઇને તેણે તેની લંગોટી લગાવી દીધી, તથા પોતાની સ્ત્રીને કહ્યું કે, "આજથી તું પોતે

તેમ જ જગતની સર્વ સ્ત્રીઓ મારે માતા સમાન છે." પછી તુરત જ તે ત્યાંથી ચાલી નીકળ્યો તે પુનઃ પાછો જણાયો જ નહિ.

૩૬૭. એક સરખું ત્વરાથી 'ગીતા' શબ્દનું ઘણી વાર રટણ કરશો તો 'તાગી' 'તાગી' નો શબ્દ સંભળાશે; માટે ગીતાનો ઉપદેશ એ જ છે કે, 'તાગી થાવ.' ઓ સંસારી જીવ! સર્વ વસ્તુનો ત્યાગ કરીને શ્રીહરિનાં ચરણકમળમાં તારું હૃદય અર્પ.

**શાસ્ત્રાધ્યયન.**

૩૬૮. વિવેક અને વૈરાગ્યરહિત મનથી ગમે તેટલાં ધર્મ પુસ્તકો અને પવિત્ર શાસ્ત્રો વાંચો કે સાંભળો, પરંતુ તે સર્વે વ્યર્થ છે; કારણ કે જ્યાં સુધી વિવેક અને વૈરાગ્ય હૃદયમાં વાસો કરીને રહ્યાં નથી, ત્યાં સુધી ધર્મમાં અગાડી વધી શકાતું નથી.

૩૬૯. મચ્છી ખાનારાઓને માછલીના માથા અને પૂંછડીની જરૂર નથી, પણ તેની વચ્ચેનો કોમળ ગર્ભ તેઓને જોઇએ છે; તેમ જ પ્રાચીન શાસ્ત્રોના નિયમો અને આજ્ઞાઓમાં જે નકામો વધારો થયો હોય, તે અર્વાચીન સમયને અનુકૂળ થાય તેટલા માટે કાપીને ગાળી કહાડવો આવશ્યક છે.

૩૭૦. "ગ્રંથ" નો અર્થ દરેક ઠેકાણે પવિત્ર પુસ્તક એવો ન થતાં, કેટલેક ઠેકાણે "ગ્રંથી" એવો પણ થાય છે. જો વાંચનાર મનુષ્ય હૃદયમાંની અહંતા તથા દર્પનો ત્યાગ કરીને, સત્યજ્ઞાન પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છાથી પોતાનાં કેટલાંક ઐહિક સુખોનો પણ ત્યાગ કરવો પડે તો તેનો ભોગ આપીને શાંત ચિત્તથી તેનો અભ્યાસ નહિ કરે તો માત્ર વાંચનથી તો ઉલટી તેના મનમાં પાંડિત્યદર્પ, ધૃષ્ટતા, અહંકાર વગેરે દૂષણરૂપી ગ્રંથિઓ આવીને ભરાઇ જશે.

૩૭૧. જે થોડું જાણવાવાળો હોય છે, તે ગર્વથી ફુલાઇ જાય છે. મને એકવાર એક જોડે ઇશ્વર સંબંધી વાત થતાં તેણે કહ્યું, "અહાહા! એમાં તે શું? એ તો બધું હું જાણું છું." મેં તુરત જ કહ્યું,

"શું દિલ્હી જઇને આવનાર સર્વને કહેતો ફરે છે કે, તે દિલ્હી જઇ આવ્યો છે ? શું એક બાબુ સર્વની આગળ પોકારે છે કે હું બાબુ છું ?"

૩૭૨. કલકત્તાના અતિ ધનાઢ્ય જદુનાથ મલીકનું ગૃહ કયાં આવેલું છે, અને તેની પુંજી કેટલી છે, તે જાણવા માટે ઘણા માણસો જિજ્ઞાસા ધરાવે છે, પણ ત્યાં જઇને તેને જાતોજાત મળનારાઓ તો ઘણા થોડા નીકળે છે. તેમ જ ઘણા માણસો શાસ્ત્રો શિખે છે અને ધર્મ સંબંધી વાતો કરે છે, પણ ઈશ્વરની પ્રાપ્તિ અર્થે ઘણા જ થોડા પ્રયત્ન કરે છે અને કષ્ટ વેઠે છે.

**આત્મજ્ઞાનના અનધિકારી.**

૩૭૩. આત્મજ્ઞાન નહિ પ્રાપ્ત કરી શકનારા જનોમાં નીચેના પણ આવી જાય છે. જેઓ વિદ્યાનો મદ રાખે છે, જેઓ પાંડિત્યનું ડોળ ઘાલનારા છે, તથા જેઓને ધનનો ગર્વ છે, તેવાને જો કોઈ કહેશે કે, "અમુક સ્થળે એક ઉત્તમ મહાત્મા પધારેલા છે માટે તમો દર્શને ચાલો," તો તે તત્કાળમાં તો કાંઇ ને કાંઇ મિષ કાઢીને જવાનું માંડી વાળે છે; તોપણ ખરેખર તો તે પોતાના અંતરમાં પોતાને બહુ મોટા પદનો સમજતો હોવાથી બીજાને ત્યાં જવાથી પોતાનું પદ ઘટી જાય છે, એવા મિથ્યાભિમાનથી ત્યાં જતો નથી.

૩૭૪. એક પ્રખ્યાત બ્રહ્મોપદેશકે એક વખતે કહ્યું કે, પરમહંસનું તો ચિત્ત ભ્રમી ગયું છે અને રાત્રિ દિવસ એક જ વિષયનો વિચાર ચાલુ રાખવાથી તેની મગજશક્તિ લુપ્તપ્રાય થઈ ગઈ છે. પરમહંસદેવે તે ઉપદેશકને સંબોધીને કહ્યું, "તમે જણાવો છો કે, યુરોપમાં મોટા મોટા વિદ્વાનો પણ એકને એક વિષયપર મગજને એક સરખું રોકી રાખવાથી ચિત્તભ્રમ વા ગાંડા બની જાય છે, પરંતુ મને કહેશો કે, તેઓ જે વિષયપર વિચારે છે, તે વિષય આધ્યાત્મિક છે કે આધિભૌતિક છે ? પાર્થિવ અથવા તો આધિભૌતિક પદાર્થો (matter) ઉપર સતત વિચાર કરવાથી મનુષ્ય ગાંડો થઈ જાય, તેમાં ચકિત થવા જેવું શું

છે ? પરંતુ તમો મને સમજાવશો કે, જે કાંઇ યત્કિંચિત્ વસ્તુ છે, તેને ચિત્શક્તિ આપનાર મૂળ આધારભૂત ચિદ્રૂપ પરમાત્મશક્તિનો વિચાર કરનાર, પોતાની ચૈતન્ય શક્તિને કેવી રીતે ખોઇ દે છે, તથા ચિત્તભ્રમ શી રીતે બને છે ? શું તમારાં ધર્મનાં પુસ્તકોમાં આવું લખેલું છે ?"

**પરા અને અપરા વિદ્યા.**

૩૭૫. ક્ષણિક પદાર્થની સહાયતાથી નિત્ય પદાર્થનું, અસત્યથી સત્યનું અને દૃશ્ય જગતથી અંતરાત્મિક જગતનું જ્ઞાન આપવું જોઇએ.

૩૭૬. જો પગમાં કાંટો વાગ્યો હોય છે તો તે કાઢવાને અર્થે બીજો કાંટો લઇએ છીએ ને પછી બેઉ કાંટાને નાંખી દઇએ છીએ. તેમ જ સંબદ્ધ જ્ઞાન એ સંબદ્ધ અજ્ઞાન—જે આત્માની આંખને બંધ રાખે છે,—તેનો નાશ કરે છે, અને આ જ્ઞાન અને આ અજ્ઞાન બન્નેનો માયામાં સમાવેશ થતો હોવાથી, જે મનુષ્ય પરમ જ્ઞાન અથવા તો સ્વયંભૂના જ્ઞાનને પ્રાપ્ત થાય છે, તે અંતે બન્ને આ જ્ઞાન અને આ અજ્ઞાનથી રહિત થઇ જાય છે, કારણ કે પોતે દ્વંદ્વથી મુક્ત થાય છે.

૩૭૭. પ્રશ્ન—માયા શું છે ?

**માયાની શક્તિ.**

ઉત્તર:—આધ્યાત્મિક ઉત્કર્ષમાં વિઘ્નરૂપે નડતી વિષયોપરની જે ખોટી લાલસા, તે જ માયા કહેવાય છે.

૩૭૮. જેવા તમો માયાનું સ્વરૂપ પારખીને તેને ઓળખી કાઢશો કે, તુરત જ તે એક ચોરની માફક તમારી સમીપમાંથી ગચ્છંતિ કરી જશે.

૩૭૯. માયાનું સ્વરૂપ જાણવાની ઇચ્છા થતાં, એક દિવસે મને સ્વપ્ન લાધ્યું:—એક સૂક્ષ્મ જળબિંદુ પડતાની સાથે ધીમે ધીમે તે વિકસવા માંડયું અને એક કન્યાના રૂપનું બન્યું; તે કન્યા પછી સ્ત્રી થઇ અને તેણે એક બાળકને જન્મ આપ્યો, અને જેવો તેણે બાળકને જન્મ આપ્યો કે તેવી જ તે બાળકને ઉપાડી લઇ તે સ્ત્રી ગળી ગઇ.

આ પ્રમાણે તેણે ઘણાં બાળકો જણ્યા, અને અનુક્રમે તે તેઓને ગળતી જ ગઇ. ત્યાર પછી મેં જાણ્યું કે, એ તો માયા હતી.

૩૮૦. કોઇ મલીન જીવે કોઈના દેહમાં પ્રવેશ કીધો હોય ને તે વાત તે માણુસને સમજાઇ જાય છે તો તુરત જ તે પ્રેત તેના દેહમાંથી જતું રહે છે; તે જ પ્રકારે માયાવેષ્ટિત જીવ જો પોતાની અજ્ઞાનાવસ્થાનો જ્ઞાતા થાય છે તો તુરત જ માયાની ઉપાધિ છૂટી જાય છે.

૩૮૧. જેમ શિકારના પગ આગળ તેણે મારેલો વાંદરો પડે છે, તેમ માણુસો પણ સૌંદર્ય સુંદરી (માયા) ના પગ આગળ લોટપોટ થઇને જીંદગી અર્પણ કરે છે.

૩૮૨. સ્વચ્છ નિર્મળ આકાશ જોતજોતામાં વાદળોથી ઘેરાઇ જતું જોઇને અને પછી એક ક્ષણમાં વાયુથી તે ભેગા થયેલાં વાદળાંઓને વેરાતાં જોઇને તે સમયે પરમહંસે કહ્યું કેઃ—માયા પણ આવી જ છે. તે પ્રથમ હતી જ નહિ, ત્યાર પછી તે એકાએક નિર્મળ શુદ્ધ કેવળ બ્રહ્મમાં આરોપિત થઇ અને આખું જગત્ તેણે ઉત્પન્ન કરી દીધું; પણ પુનઃ બ્રહ્મે એક શ્વાસની ફૂંકમાં તેને ઉરાડી દીધી.

૩૮૩. જેઓના પંડને સંસારમાં બંધન કરે એવી કોઈ પણ વસ્તુ નથી, તથાપિ પોતાની મેળે બીજામાં સ્નેહથી બંધાઇ જાય છે એવા, આ વિશ્વમાં લક્ષાવધિ મનુષ્યો છે. તેઓ મોક્ષ ઇચ્છતા નથી, તેમ જ મોક્ષ પસંદ પણ કરતા નથી. તેને કોઇ પણ કુટુંબનું ભરણ કે પોષણ કરવાની ચિંતા નથી. કોઇ પણ સંબંધી તરફની ચિંતા નથી, છતાં તેવા વિરકતો પણ, બીલાડી, વાંદરું, કુતરું, પોપટ કે એવું કોઇ પણ પ્રાણી પોતાના સોબતી તરીકે રાખે છે અને તેમ કરીને, દૂધ પીવાની તૃષ્ણાને, છાશ પીને સંતોષ આપે છે. મનુષ્ય પ્રાણીપર માયા અથવા અવિદ્યાનું આવું જોર છે.

૩૮૪. અતિશય તાવથી પીડાતો દરદી જ્યારે પાણીનો શોષ પડે છે ત્યારે એમ ધારે છે કે, તે આખો સમુદ્ર ખાલી કરી શકશે. પણ

જેવો તાવ જતો રહ્યો કે, પછી એક પ્યાલું પાણી પણ તેને પૂરતું થાય છે અને તેમાંના પણ થોડાક જળે કરીને તેની તૃષ્ણાની શાંતિ થઇ જાય છે. તેમ જ માયારૂપી તાપથી પીડાતો મનુષ્ય, પોતાની અલ્પજ્ઞતાને ભૂલી જઇને, ઇશ્વરને પૂર્ણપણે પોતાના હૃદયમાં સમાવી દેવાની ઇચ્છા કરે છે; પણ જ્યારે તે અજ્ઞાન નિવૃત્ત થઇ જાય છે ત્યારે ઇશ્વરી જ્ઞાનનો એક અંશ માત્ર તેને નિત્ય સુખની રેલમાં ડૂબાડી દે છે.

૩૮૫. એક વાદવિવાદાસક્ત વક્તાના પ્રશ્નના ઉત્તરમાં પરમહંસદેવે જણાવ્યું કે, "જો તમારે વાદ ચલાવીને સત્યના જ્ઞાતા થવું હોય તો તમો બ્રહ્મસમાજના ઉપદેશક બાબુ કેશવચંદ્ર પાસે જાઓ, પરંતુ જો તમો એક જ શબ્દમાં તે સમજવા માંગતા હો તો મારી પાસે બેસો."

૩૮૬. આત્મજ્ઞાનની પ્રાપ્તિ અને બ્રહ્માનંદના સુખનો અનુભવ એ માયામાંથી જ આપણને મળી શકે છે; જો તેમ હોત નહિ તો આ સર્વ પદાર્થની પ્રાપ્તિનો સ્વપ્ને પણ વિચાર કોણ કરતે? માયામાંથી જ દ્વૈતભાવ અને સર્વ સંબંધો ઉત્પન્ન થાય છે; માયાની બહાર ભોક્તા, ભોજ્ય અને ભોજન જેવું કંઇ નથી.

૩૮૭. એક આતુર જિજ્ઞાસુએ ભગવાનને કહ્યું, "ભગવાન્! મને એક જ વાકયમાં પરમજ્ઞાન આપનારો ઉપદેશ આપો." ભગવાને તેને કહ્યું કેઃ "ब्रह्म सत्यं जगन्मिथ्या!"

**જગતનું મિથ્યાત્વ.**

૩૮૮. એક સાધુ મહાત્મા ઝુમ્મરમાંના હીરાઓ તરફ જોઇને રાત્રિ દિવસ મનમાં હસતા હતા; અને તેનું કારણ પૂછતાં જણાવ્યું કે, તેમાંથી નિકળતા રાતા પીળા રંગો તરફ જોવાથી તેને ઘણું જ જ્ઞાન મળતું હતું—જેમ આ બધા રંગો અસત્ય છે, તેમ જ જગત્ પણ અસત્ય છે.

૩૮૯. પ્રશ્ન:—શું આ જગત્ અસત્ય છે?

ઉત્તર:—જ્યાં સુધી તમોએ ઇશ્વરને ઓળખ્યા નથી ત્યાં સુધી

જગત્ સત્ય છે; કારણ કે તમો તેને સર્વ વસ્તુમાં ન જોતાં તમને પોતાને 'હું અને મારારૂપી અહંમમતાથી' જગતમાં બાંધી દ્યો છો; અને આવી રીતે અજ્ઞાનવશ રહેવાથી ઇંદ્રિયોના વિષયોપરના તમારો મોહ વધતો ને વધતો જાય છે ને તમે માયાના ખાડામાં ઉંડા ને ઉંડા ઉતરતા જાઓ છો. આ માયા મનુષ્યનાં આંતરચક્ષુ બંધ કરીને તેને એવા આંધળા બનાવે છે કે, સંસારમાંથી નિસરવા માર્ગ સરળ અને ખુલ્લો દેખાવા છતાં પણ, તે તેમાંથી બહાર નીકળી શકતા નથી. સંસાર કેવો અસત્ય છે, તે તો તમો પોતે પણ સારી રીતે સમજો છો. જે ઘરમાં તમો રહો છો, તેનો જ જરા વિચાર કરો. તેમાં આજ સૂધીમાં કેટલા જન્મી–સ્વામિત્વ ભોગવી–રહી–મરણ પામ્યા હશે ! આ સંસારમાં પદાર્થો એક ક્ષણે ઉત્પન્ન થાય છે અને ક્ષણાંતરમાં તો તેનો નાશ પણ થઇ ગયેલો જોઇએ છીએ. જેને તમો તમારા માનો છો, તેઓ તમારી આંખ બંધ થતાં જ તમને ત્યાગી દે છે. તથાપિ માયાનો પાશ સંસારીના ઉપર કેવો સચોટ છે ! કુટુંબમાંના કોઇને પણ તેની તરફના રક્ષણની આવશ્યકતા નથી, પરંતુ એક માત્ર ન્હાના પૌત્રને માટે તે કાશી પ્રતિ પ્રયાણ કરતો અટકે છે. "મારા હરુનું શું થશે" તે વિચાર જ તેને સંસારમાં રાખી મૂકવાને બસ થાય છે. ક્ષુણી (માછલા પકડવાની જાળી)માં નહાસી છૂટવાના માર્ગો હોય છે, પરંતુ મત્સ્ય તેમાંથી નિસરી શકતું નથી. ચેળ પોતાની જ લાળના પડમાં રુંધાઇ જઇને મરણ પામે છે. આવો સંસાર છે; તેને નિશ્ચયથી તું જાણ કે, તે મિથ્યા અને ક્ષણભંગુર છે.

૩૯૦. પ્રશ્ન:–જીવવાની આશાનો આપણે શી રીતે પરાજય કરી શકીએ ?

**ક્ષણભંગુર દેહ.**

ઉત્તરઃ–મનુષ્ય દેહ સડી જતી વસ્તુઓનો બનેલો છે–તે માંસ, લોહી અને હાડકાંનો બનેલો છે; આ દેહ, માંસ, હાડકાં, સ્નાયુ, રક્ત આદિક દુર્ગંધ પદાર્થો, જે

કોહી જઈ ગંધાઇ ઉઠે તેવા છે તેનો બનેલો છે! આવી રીતના વિચારનું રાત્રિ દિવસ અનુસંધાન રાખીશ તો આ જીંદગીપરનો પ્રેમ ધીરે ધીરે નાશ થઇ જશે.

૩૯૧. પક્ષીઓ ઉડી ગયા પછી ખાલી પિંજરાની જેમ કોઇ પણ દરકાર કરતું નથી, તેવી જ રીતે આ આત્મારૂપી પક્ષીના ઉડી ગયા પછી, નિર્જીવ થયેલા શબ–દેહની કોઈ પણ દરકાર કરતું નથી.

૩૯૨. જેમ ભાડુત, ઘરભાડું, ભાડારૂપે આપે છે, તેમ દેહી દેહનું ભાડું, રોગરૂપે આપે છે.

૩૯૩. પ્રશ્ન:–આ દેહ ક્ષણભંગુર અને નિરુપયોગી છે, ત્યારે દરેક જણ તેને માટે આટલી કાળજી કાં રાખે છે?

ઉત્તર:–કોઈ પણ મનુષ્ય ખાલી પેટીની સંભાળ રાખતું નથી, પણ દરેક મનુષ્ય જર જવાહિરથી ભરેલા પેટારાની સંભાળ લે છે; તેમ જ સત્પુરુષોને પોતાનો દેહ–આત્માનો નિવાસસ્થાન જેમાં થવાથી પરમાત્માનું જ્ઞાન થયું છે, અથવા તો જેમાં પરમાત્માએ પોતાનો નિવાસ કીધેલો છે–તે દેહની સંભાળ રાખ્યા શિવાય ચાલતુ નથી.

૩૯૪. પ્રશ્ન:–ઇશ્વર શરીરમાં કેવી રીતે રહે છે?

ઉત્તર:–તે શરીરમાં પીચકારીના બુચની માફક રહે છે, અર્થાત્ શરીરમાં રહેવા છતાં પણ તે તેનાથી ન્યારો જ છે.

૩૯૫. મનુષ્ય દેહ એક ઉકળતા ચરુ જેવો છે, અને મન તથા ઈંદ્રિયો તેની અંદર રહેલાં જળ, ચોખા અથવા બટાટા જેવાં છે. ચરુને તેની અંદરની વસ્તુઓ સહિત અગ્નિપર મૂકશો તો તે એટલો ગરમ થશે કે, તમારી આંગળીનો જો તેની સાથે સ્પર્શ થાય તો તે તુરત દાઝી જશે; પણ તે ગરમી ચરુની કે તેની અંદર રહેલી વસ્તુની નથી, પણ અગ્નિની જ છે. તેમ જ બ્રહ્મનું તેજ મનુષ્યની અંદર છે. તે તેજ મન તથા ઇંદ્રિયોને પોતપોતાનાં કાર્ય કરવાને પ્રેરે છે અને જ્યારે તે તેજ કાર્ય કરતું અટકે છે, ત્યારે ઈંદ્રિયો પણ અટકી જાય છે.

૩૯૬. જેનું ચિત્ત ઈશ્વરમાં આસક્ત થયેલું છે, તે ખાનપાનાદિકના નજીવા વિચાર કરી શકતો નથી.

ખાન-પાન.

૩૯૭. તું શ્રાદ્ધ કે મરણની ક્રિયા નિમિત્તે કાંઈ પણ ભોજન લેતો નહિ, કારણ તેવું અન્ન સર્વ ભક્તિ અને પ્રેમનો નાશ કરે છે. તેમ જ જે બ્રાહ્મણ બીજાઓને માટે યજ્ઞ વગેરે કરતો હોય, તેના ત્યાંનું ભોજન પણ તું ખાતો નહિ.

૩૯૮. જેઓ દૈવી વનસ્પતિના ખોરાક ઉપર રહેવા છતાં પણ ઈશ્વરને પામવાની કામના રાખતા નથી, તેને માટે તે ખોરાક પણ માંસાહાર જેવો જ નિરુપયોગી અને ખરાબ છે અને જે માંસાહારી હોવા છતાં પણ અંતરમાંથી શ્રીહરિનાં ચરણને માટે તલસે છે, તેને માટે તેવો ખોરાક પણ વનસ્પતિ કરતાં શ્રેષ્ઠ બને છે.

૩૯૯. તપસ્વીઓને તથા સાધુઓને, કદી પણ કંઈ ભોજન આપતા નહિ; કારણ કે તે કર્મ તેઓની ઇંદ્રિયોની શાંતિને ચલિત કરવામાં સહાય્ય કરે છે.

૪૦૦. દિવસે સંતોષપૂર્વક ખાજે, પણ રાત્રિના તારી ભોજન સામગ્રી પ્રમાણમાં થોડી અને પાચક રાખજે.

૪૦૧. મનની ચંચળતાનો નાશ કરવો, તે જ ખરેખરો શુદ્ધ આહાર છે.

૪૦૨. જે માણસ કાંદા, ગાજર, મૂળા વગેરે ખાતો હોય છે તેને તેવા જ ઓડકાર આવે છે અને જે કાકડીઓ ખાતો હોય છે, તેના મુખમાંથી પણ તેવી જ ગંધ નિસરે છે; તે જ પ્રમાણે અંતરમાં જે વિચારો ઘડાતા હોય, તે જ મુખદ્વારા બહાર પડે છે.

પૈસા અને દોલત.

૪૦૩. પૈસાથી રોટલી અને ઘી માત્ર મળી શકે છે, તેથી તું એમ ન ધારતો કે, પૈસા મેળવવા, એ જ તારી જીંદગીનું એક મુખ્ય કર્તવ્ય છે અને તેથી જ માત્ર તારા જીવનનું સાર્થક થશે.

૪૦૪. ધનના સ્વામી થવામાં ગર્વિષ્ઠ બનવા જેવું કાંઇ પણ નથી. જો તમે ધારતા હશો કે, તમો ધનિક છો, તો ખાત્રીથી જાણજો કે, તમારા કરતાં વધારે સંપત્તિવાન્ દુનિયામાં એવા પડેલા છે કે, જેની આગળ તમો રંક ભિક્ષુક જેવા જ છો. સંધ્યાનો પ્રકાશ ગુપ્ત થતાં જ આવતા અંધકારમાં ચળકાટ મારતા આગીયા, મનમાં એમ સમજે છે કે, "અમે જ વિશ્વને પ્રકાશીએ છીએ." પરંતુ તારામંડળના ઉદય સાથે તેમનો ગર્વ હરાઈ જાય છે. તારાઓ એમ માને છે કે, "અમો વિશ્વને દેદીપ્યમાન કરીએ છીએ," પરંતુ ચંદ્રનાં દર્શન થતાં જ તેઓનો અહંકાર ટળી જાય છે ને તેઓ અધોમુખ બની નિસ્તેજ અને મ્લાન દેખાય છે. હવે શશીના હૃદયમાં દર્પનો વાસો થાય છે. તે તો એમ જ ધારે છે કે, આ સમગ્ર વિશ્વના અંધકારનો નાશ તેનાથી જ થયો છે અને જગતને શોભા અને આહ્લાદના સમુદ્રમાં સ્નાન કરાવીને હસાવનાર તે જ માત્ર છે. પરંતુ તેટલામાં જ જોતજોતામાં તો પૂર્વ દિશામાં અરુણોદયનાં ઝળાઝળીયાં દૃષ્ટિસન્મુખ થવા માંડે છે અને આગામી સૂર્યની નેકી પોકારતા કુકડા તથા કાગડા, વિશ્વમાં ગડબડાટ મચાવે છે. કહો, ત્યારે હવે ચંદ્રની મોટપ કેવી? પોતાને સંપત્તિવાન્ સમજનારાઓ જો પ્રકૃતિના આ ભવ્ય બનાવોને નિહાળીને હૃદયમાં વિચારે તો તેઓ કદી પણ પોતાના પૈસાનો મદ લાવીને અહંકારી બની નહિ જાય.

૪૦૫. તે જ મનુષ્યને ધન્ય છે કે, જેનો સેવક પૈસો છે. જેઓ ધનનો વ્યય કરી જાણતા નથી, તેઓ મનુષ્યના નામને પાત્ર નથી.

૪૦૬. જેમ પાણી પુલ નીચેથી વહી જાય છે, પણ સ્થિર થઇને રહેતું નથી તેમ જ લક્ષ્મીનો, મુક્ત પુરુષો સંગ્રહ કરતા નથી-તેથી તે, તેના હાથમાંથી ચાલી જ જાય છે.

૪૦૭. જેઓ અન્યના ગુણદોષની ચર્ચા કરવામાં સમયનો વ્યય કરે છે, તેઓ તેટલા કાળનો મિથ્યા નાશ કરે છે; કારણ કે તે વખતમાં તેઓ પોતાના આત્માનો

**પ્રશંસા અને નિંદા.**

કે પરમાત્માનો વિચાર નકરતાં, માત્ર અન્ય આત્માઓનો-પોતાને નિરુપયોગી-વિચાર જ કરે છે.

૪૦૮. જેમ કાગડાના કાકાની તમો સ્પૃહા કરતા નથી; તેમ જ મનુષ્યની નિંદા તથા પ્રશંસાની પણ દરકાર કરતા ના.

૪૦૯. મનુષ્ય વખાણવા તથા વખોડવામાં પછાડી પડતાં નથી, માટે ત્હારે માટે કોઇ કાંઇ પણ કહે તો તે તું મનમાં લાવતો નહિ.

૪૧૦. મૂલાક્ષરોમાં "શ-ષ-સ એ ત્રણ અક્ષરો શિવાય બીજા કોઇ પણ શબ્દોનો ઉચ્ચાર એકસરખો થતો નથી ને તે ત્રણેય સકાર વાચક અક્ષરનો અર્થ "ક્ષમાકર," "ક્ષમાકર," "ક્ષમાકર" એવો થાય છે. આ બતાવે છે કે, આપણી બાલ્યાવસ્થામાંથી જ આપણને ક્ષમાનો ગુણ શીખાડવામાં આવે છે. ક્ષમાનો ગુણ દરેક મનુષ્યને અતિ ઉપયોગી છે.

૪૧૧. સાધુ પુરુષોનું ખરું લક્ષણ ક્ષમા છે.

**ક્ષમા અને સહનશીલતા.**

૪૧૨. સુજ્ઞ પુરુષનો ક્રોધ પાણીમાં દોરેલા લીટા જેવો ક્ષણિક છે, તેથી તે લાંબા વખત સુધી ટકી શકતો નથી.

૪૧૩. જેમ જાગ્રત રહેલા મનુષ્યોના ઘરમાં ચોર પેસવાની હીંમત કરતા નથી; તેમ જ હમેશ સાવધપણે વરતનારા મનુષ્યોના મનમાંના સુવિચારો કાઢી નાંખવાને દુષ્ટ (કુ) વિચારો શક્તિવાન્ થતા નથી.

૪૧૪. પ્રશ્ન:-મનુષ્ય ક્યાં સુધી પવિત્ર રહી શકે છે ?

ઉત્તર:-લોહ જ્યાં સુધી અગ્નિમાં રહે છે ત્યાં સુધી લાલ રહે છે, ને પછી તુરત જ કાળું થઇ જાય છે; તેમ જ મનુષ્ય જ્યાં સુધી ઈશ્વરના સહવાસમાં રહે છે, ત્યાંસૂધી તેનું મન પવિત્ર અને નિર્મળ રહે છે.

**અહંકાર.**

૪૧૫ પ્રશ્ન:-મનુષ્ય મુક્ત ક્યારે થાય છે ?

ઉત્તર:-જ્યારે તેનો અહંકાર નાશ પામે છે ત્યારે.

૪૧૬. જ્યાં સુધી અહંકાર રહે છે, ત્યાં સુધી જ્ઞાન કે મુક્તિ પ્રાપ્તિ થતાં નથી અને જન્મ મરણની રેંટમાળનો અંત આવતો નથી.

૪૧૭. જ્યાં અહંકાર, ઇર્ષા, ભય, લજ્જા અને શંકા હોય છે ત્યાં ઈશ્વર કદી પણ પ્રગટ થતો નથી.

૪૧૮. સૂર્ય જગતને પ્રકાશ અને ગરમી આપે છે, પણ જો તેનાં કીરણો વાદળે કરીને છવાઇ ગયાં હોય તો તેમાંનું કાંઇ પણ તેનાથી ન થાય. તેમ જ જો આત્મામાં અહંકાર હોય તો ઈશ્વર તે હૃદયમાં પ્રકાશી શકતો નથી.

૪૧૯. અહંવૃત્તિરૂપી વાદળાને લીધે ઇશ્વરનાં દર્શન થઇ શકતાં નથી; અને જો ગુરુની કૃપાથી અહંકારનો નાશ થઇ જાય છે તો ઈશ્વર તેના પૂર્ણ પ્રકાશમાં પ્રકટ દેખાય છે. (અત્રે કેટલુંક કહીને ભગવાને દૃષ્ટાંત આપ્યું કે) શ્રી રામચંદ્રજીના ચિત્રમાં રામચંદ્રજી (પરમાત્મા)નું આસન લક્ષ્મણ (પ્રત્યગાત્મા)ના આસનથી ફક્ત બે ત્રણ પાયરી ઉંચું છે, પરંતુ બેયની અંતરાળમાં સીતાજી (માયા) આવતાં લક્ષ્મણજીને તેનાં દર્શન બરોબર થઇ શકતાં નથી.

૪૨૦. જેમ કપડાંનો અંતરપટ ધરવાથી તમો મને સમીપમાં હોવા છતાં પણ દેખી શકશો નહિ, તેમ જ તમારા મનમાં અહંકાર-રૂપી અંતરપટ હોવાથી તમો તમારી અતિશય સામીપ્યમાં રહેલા પરમાત્માને જોઇ શકતા નથી.

૪૨૧. પ્રશ્નઃ—પ્રભો ! આ બંધનનું કારણ શું ? અમો ઈશ્વરને કેમ દેખી શકતા નથી ?

ઉત્તરઃ—જીવની ઉપર અહંમમતા રૂપી માયાનાં પડળો પૂરી વળેલાં છે. અને તે અહંવૃત્તિ પરમ જ્ઞાનના માર્ગમાં અંતરાયકર્તા થઇ પડે છે. જ્યારે હુંપણું મરી જશે ત્યારે સર્વ દુઃખનો અંત આવી જશે. જ્યારે પ્રભુની કૃપાથી તમારા મનમાંથી કર્તાપણાનો વિચાર જતો રહીને તેને સ્થાને હું કાંઇ પણ કરતો નથી એવો વિચાર દૃઢ થશે, ત્યારે તમો આને આ જ જીવનમાં મુક્ત થઇ જશો. આવા મુક્તને માથે કોઇ પણ જાતનો ભય નથી.

૪૨૨. જેઓ કીર્તિને માટે મથે છે, તેઓ ભૂલાવામાં પડેલા છે. સર્વના સ્વામી સર્વ નિયંતા મહાપ્રભુના હાથમાં જ સર્વનો આધાર છે, પણ બીજા કોઇની પાસે કાંઇ પણ શક્તિ નથી, એ મ્હોટી વાત તેઓ વિસરી જાય છે. બુદ્ધિમાન્ સુજ્ઞ પુરુષો સતત એમ જ કહે છે કે, "તે સઘળું તું જ કરે છે, તે સઘળું તું જ કરે છે" પરંતુ બુદ્ધિહીન અજ્ઞો ભૂલાવામાં ફસાઇને, "તે હું કરું છું, તે હું કરું છું" એમ વૃથા વદે છે.

**મૂઢાત્મા કહે છે કે "તે હું કરું છું."**

૪૨૩. જ્યાં સુધી "આ હું જાણું છું, આ હું નથી જાણતો" એવો ભેદભાવ મનમાં રહે છે, ત્યાંસુધી તમો તમને પોતાને જૂદા રૂપે માનો છો. મારી દૈવી માતા કહે છે કે, "જ્યારે હું તમારી સઘળી અહંવૃત્તિ–અહંતાનો નાશ કરી નાંખું છું, ત્યારે જ તમને મારું નિર્ગુણ સ્વરૂપ સમાધિમાં પ્રત્યક્ષ થાય છે;" બાકી તમારી સામે મારામાં (મારા સ્વરૂપમાં) અને મારી આડે "અહંવૃત્તિ" જ આવી ઉભી રહે છે.

૪૨૪. શંકરાચાર્યની સેવામાં એક શિષ્ય ઘણા વખત સુધી રહ્યો, પણ તેમણે તેને કાંઇપણ શીખવ્યું નહિ. એક વખતે શંકરસ્વામી એકાંતમાં બેઠા હતા ત્યારે તેમને કોઇકનો પગરવ પછવાડેથી સંભળાયો. તેમણે પૂછ્યું, "એ કોણ છે?" શિષ્યે કહ્યું; "એ તો હું." સ્વામીજીએ તુરત જ કહ્યું કે, "જો "હું"કાર તને એટલો બધો પ્રિય હોય તો કયાં તો આખા વિશ્વને તારું રૂપ સમજવા જેટલો તેનો અર્થ વિસ્તાર અથવા તો તેનો સદંતર ત્યાગ કરી દે."

૪૨૫. પ્રશ્ન:–અહંત્વની વૃત્તિનો ઉચ્છેદ કેમ કરી શકાય?

ઉત્તર:–તેમાં સતત અભ્યાસની આવશ્યકતા છે. જેમ ડાંગરમાંથી ચોખા છૂટા પાડવા હોય છે તો તેને વારંવાર ખાંડવા તથા જોતા જવા પડે છે ને છૂટા પડતાં સૂધી તેને ખાંડવા પડે છે, તેમ જ અહંકારનો નાશ થતાં સૂધી તેની પાછળ મંડ્યા રહેવાની જરૂરીયાત છે.

**અહંકારનો નાશ.**

૪૨૬. જેમ તોળતી વખતે વચમાંની સોય બરોબર મધ્યમાં આવે ને ખરું વજન દેખાડે, માટે કાંટાને વારંવાર હલાવવાની આવશ્યકતા પડે છે, નહિતર વજન ખાત્રી ભરેલું કહેવાતું નથી; તેમ જ મન અને ઇંદ્રિયો જિતાયાં છે કે નહિ, તે વિષે માણસે વારંવાર તપાસ રાખવાની જરૂર છે.

૪૨૭. જેમ મંદ જઠરાગ્નિવાળો જાણે છે કે, ખાટાં પદાર્થો તેને અનુકૂળના નથી, તોપણ તેને જોતાં જ તેના મુખમાં પાણી છૂટે છે, તેમ જ અહંતા અને મમતાનો સમૂળ નાશ કરવાને જોઇએ તેટલો પ્રયાસ મનુષ્ય કરશે, તોપણ તેનો કાચો અહંભાવ કર્મભૂમિમાં ઉઘાડો પડી જાય છે.

**અહંભાવ અને દાસોઽહંભાવ.**

૪૨૮. જો તમો તમારી અહંવૃત્તિનો નાશ ન કરી શકો તો તેને "દાસત્વ"ના સ્વરૂપમાં ફેરવી નાંખજો. જે "હું ઇશ્વરનો દાસ છું, હું પ્રભુનો ભક્ત છું," એવી જાતની અહંતા રાખે છે, તેને માટે બહુ બીહવાનું નથી. મીઠાસથી મંદાગ્નિ થાય છે, પરંતુ ચાસણીની શાકરથી તેમ થતું નથી: કારણ કે તેમાંના નુકસાન કર્તા ભાગનો ચાસણી કરતાં વિનાશ થયેલો હોય છે.

૪૨૯. દાસત્વપણાનો અહંકાર, ભક્તપણાની અહંવૃત્તિ કે શિશુભાવવાળાની અહંતા, જળમાંના લીસોટા જેવી છે તે લાંબો કાળ રહી શકતી નથી.

૪૩૦. જો "અહં" ઉપર વિચાર કરશો તથા તે શું છે તે જાણવા માંગશો, તો તમને માલમ પડશે કે, તે અહંકાર દર્પસૂચક શબ્દ છે, અને તેને મનમાંથી દૂર કરવો બહુ મુશ્કેલ છે. તેવું થાય તો તમારે કહેવું કે, "ઓ દુષ્કર્મવાળી અહંતા! જો તું નાશ પામવા ન જ માંગતી હોય તો તું પોતાને પ્રભુના દાસરૂપે માન." આ અહંભાવનું નામ "પક્વ અહંભાવ" છે.

૪૩૧. જો તમને અભિમાન થાય તો તેને એવા વિચારમાં બદલી

નાંખજો કે, "હું ઈશ્વરનો દાસ છું, હું પ્રભુનો પુત્ર છું." મહાન્ મનુષ્યોનો સ્વભાવ બાળકોના જેવો જ હોય છે. તેઓ સદા જ ઈશ્વરની આગળ બાળક જેવા પોતાને સમજતા હોવાથી તેમનામાં અહંતા હોતી નથી. તેઓનું સઘળું બળ ઈશ્વરનામાં, ઈશ્વરના ઉપર અને તેના આધારે, તેને લઇને જ હોય છે; પણ પોતે પોતાને બળવાન્ સમજતા નથી.

**જીવની ઈચ્છાનું પરમાત્માની ઈચ્છામાં મિશ્રણ.**

૪૩૨. જ્યારે અંતરમાં દૃઢ પ્રતીતિ થાય છે કે, સર્વ વાત ઈશ્વરાધીન છે અને મનુષ્ય તો માત્ર તેનું હથિયાર જ છે, ત્યારે છતે દેહે જ માણસ મુક્ત થઇ જાય છે. એવાઓ કહે છે કે, "હું જે કાંઇ કરું છું તેનો ખરો કર્તા તું જ છે ને તું જ તારું કામ કરે છે."

૪૩૩. પ્રશ્ન:—હું ક્યારે મુક્ત થઇશ ?

ઉત્તર:—જ્યારે તારા અહંત્વનો નાશ થઇને તારી સ્વાર્થેચ્છા પરમેશ્વરમાં લીન થઇ જશે ત્યારે.

૪૩૪. જીવનું શુદ્ધરૂપ તો નિત્ય સચ્ચિદાનંદ જ છે; પરંતુ અહંતાને વિશે તે ઉપાધિઓથી વિંટાઇ ગયો છે તથા પોતાના મૂળ સ્વરૂપને ભૂલી ગયો છે.

૪૩૫. તું તને પોતાને જાણ—તું તારો ગુરુ થા—એટલે તું પરમાત્મા અને આ જડ ચેતન સર્વ વસ્તુના સ્વામિને જાણીશ. મ્હારો આત્મા શું છે ? આ મ્હારો હાથ, કે પગ, કે માંસ, કે રક્ત, કે સ્નાયુ, કે તંતુબંધન રેસા, શું છે ? ખુબ ઊંડું હૃદયમાં વિચારી જો અને તને સમજાશે કે, વિશ્વમાં "હું" એવી કોઇ પણ વસ્તુ જ નથી. જેમ કાંદાની ઉપરનાં પડ એક પછી એક ઊખેડી નાંખતાં છેવટે કાંદો એવો કોઇ પણ પદાર્થ રહેતો નથી; તેમ જ જીવાત્માનું પણ પૃથક્કરણ કરતાં તેને માલમ પડશે કે, જીવાત્માને મળતી કોઇ પણ જૂદી વસ્તુ છે જ નહીં. આવાં સઘળાં પૃથક્કરણનું પરિણામ ઈશ્વરમાં આવે છે. જ્યારે "અહંતા" છૂટી જાય છે, ત્યારે બ્રહ્મતા પોતાની મેળે જ પ્રકાશે છે.

૪૩૬. પ્રશ્ન:–શું અહંભાવ કદી સમૂળ નષ્ટ નહિ થાય?

**શું અહંભાવ સમૂળ નષ્ટ થશે?**

ઉત્તર:–જેમ કાળે કરીને કમળનાં પાંતરાં ખરી પડે છે, પણ તેના ડાઘ રહી જાય છે; તેમ જ સત્યજ્ઞાન ઉદય થતાં જ અહંકાર મટી જાય છે, પણ તેની નિશાની રહી જાય છે: જો કે તેનાથી કાંઇ પણ ખોટું કર્મ કરાવાતું નથી.

૪૩૭. જે વાસણમાં લસણનો રસ ભર્યો હોય, તેને ગમે તેટલી પણ વાર માંજીને સાફ કરો, તોપણ જેમ તેમાંની દુર્ગંધ જતી નથી, તેમ જ અહંવૃત્તિ એ પણ એવી જ હઠીલી વૃત્તિ છે કે ગમે તેટલું પણ કરો, તોપણ તે તદન નાશ પામતી નથી.

૪૩૮. નાળિયેરીનાં ઝાડનાં પાંતરાં પડી જાય છે, પણ થડ ઉપર તેનાં ચિહ્ન રહી જાય છે; તેમ જ જ્યાં સૂધી દેહ છે, ત્યાં સૂધી અહંવૃત્તિ રહેશે. પછી જોઇએ તો તે સિદ્ધ જીવન્મુક્ત કયાં ન થયો હોય! પરંતુ આ અહંવૃત્તિના ડાઘો તેને સંસારમાં નથી બાંધતા, કે નથી તેને પુનર્જન્મ કરાવતા.

૪૩૯. મનુષ્યમાં બે જાતની અહંવૃત્તિ છે: એક પકવ અને

**બે પ્રકારની અહંવૃત્તિ.**

બીજી અપકવ. પકવ અહંવૃત્તિ વિચારે છે કે, "કાંઇ પણ મારું નથી; હું જે કાંઇ જોઉં છું, અનુભવું છું, સાંભળું છું, એ સર્વ, તેમ જ અરે, આ મારું શરીર પણ મારું નથી. હું નિત્યમુક્ત અને અમર છું" અપકવ અહંવૃત્તિ તેથી ઉલટો જ વિચાર કરે છે કે, આ મારું ઘર, આ મારી ઓરડી, આ મારી સ્ત્રી, આ મારો છોકરો, આ મારું શરીર, વગેરે.

૪૪૦. દાસોઽહંભાવ, ભક્તભાવ કે વિદ્વાન્ એ પકવ અહંવૃત્તિનાં બીજાં નામો છે.

૪૪૧. પ્રશ્ન:–વિનાશ કરનાર અહંતાનું લક્ષણ શું છે?

ઉત્તર:-આવી અહંતા એમ કહે છે કે, "શું તેઓ મને જાણતા નથી? મારી પાસે આટલી તો દોલત છે ને મારા જેવો બીજો મ્હોટો તો બતાવે? મારાથી ચઢીયાતું કોણ થઇ શકે એમ છે?"

૪૪૨. અજ્ઞાનજન્ય અહંતા, એ જ તમોગુણનું લક્ષણ છે.

૪૪૩. પ્રશ્ન:-હું મુક્ત કયારે થઇશ?

ઈશ્વરનું સર્વ છે.

ઉત્તર:-જ્યારે તારા "અહમ્"નો નાશ થશે ત્યારે તને જણાશે કે, 'અહમ્ અને મમ' એ અજ્ઞાન છે, અને "ત્વં અને તવ" એ સત્ય જ્ઞાન છે. ખરો ભક્ત સતત એમ જ વદે છે કે, "ઓ મારા નાથ! તું જ એક કર્તા છે. તું જ સર્વ કરે છે અને હું તો એક નિમિત્તરૂપ યંત્ર માત્ર જ છું. જેમ તું મને પ્રેરે છે, તેમ જ હું કરું છું; અને આ સર્વ કીર્તિ અને યશ તે તારાં જ છે. આ ગૃહ અને કુટુંબ સર્વનો સ્વામી તું જ છે; તેમાં મારું કાંઇ-પણ નથી. મારો ધર્મ તો માત્ર જેમ તું પ્રેરે અને નીમે, તે પ્રમાણે વર્તવાનો જ છે."

૪૪૪. સતત તારા હૃદયમાં નીચેનો વિચાર દૃઢ થાય તેવા જ ઘાટ ઘડ્યા કરજે:-"આ જગજ્જાળમાં કાંઇ પણ મારું નથી; તે સઘળું મારા નાથનું જ છે, ને હું તો માત્ર તેનો દાસ છું. મારાં અત્રના આવાગમનનો હેતુ તો માત્ર તેની આજ્ઞાઓ પ્રમાણે નિરંતર વર્તવાનો જ છે." જ્યારે આ ભાવના તારા મનમાં અચળ થશે ત્યારે, "મારી" કહેવા લાયકની કોઇ પણ વસ્તુ રહેશે નહિ.

૪૪૫. કોઇ સંપત્તિવાન્ કુટુંબમાં રહેલી ધાવ, જેમ પોતાના શેઠના બાળકને પોતાના તરીકે ઉછેરે છે, પરંતુ સઘળો વખત તેની ખાત્રી હોય છે કે, તે બાળકપર તેનો કાંઇ પણ હક નથી; તેમ જ ઓ માનવિ! તું પણ એમ જ સમજ કે, આ સઘળાં તારાં કહેવાતાં બાળકો સર્વોપરિ સર્વના સ્વામી એવા મહાન્ પરમાત્માનાં છે, ને તું પોતે તો તે બાળકોનો રક્ષક અને વાલી જ માત્ર છે.

૪૪૬. બે વાર ઈશ્વર હસે છે, એક તો "આ મારું છે અને તે તારું છે" એવી રીતે કહીને જ્યારે ભાઈઓ, વડીલની મીલ્કતના ભાગ પાડીને સ્નેહની સાંકળને ઢીલી કરે છે ત્યારે; અને બીજું જ્યારે મરણને બીછાને પડેલા દરદીને વૈદ્ય કહે છે કે, 'સારું કરીશ.' ત્યારે પ્રભુ હસે છે.

૪૪૭. પ્રશ્નઃ—શું બ્રહ્મસૂત્ર રાખવું, એ વાજબી છે?

ઉત્તરઃ—આત્મજ્ઞાન થાય છે ત્યારે સર્વ બંધનો પોતાની મેળે જ તૂટી જાય છે અને તેવારે બ્રાહ્મણ વા શૂદ્ર, ઉચ્ચ વર્ણ વા અધમ વર્ણ, વગેરે કોઈ પણ જાતનો ભેદ રહેતો નથી, અને ત્યારે વર્ણનું પવિત્ર ચિહ્ન—સૂત્ર—જનોઈ પોતાની મેળે જ નિકળી જાય છે; પરંતુ જ્યાં સુધી મનુષ્યને આવા ભેદાભેદનું ભાન છે ત્યાં સુધી તેણે તેનો પરાણે ત્યાગ કરવો નહીં.

વર્ણધર્મ.

૪૪૮. ઝાડપર પાકીને પોતાની મેળે પડી ગયેલું ફળ ઘણું જ સ્વાદિષ્ટ લાગે છે, પણ ઝાડપરથી કાચું તોડીને પકાવેલું ફળ તેટલું સ્વાદિષ્ટ લાગતું નથી, અને તે કરમાઈ પણ જાય છે! તેમ જ જ્યારે મનુષ્ય બ્રહ્મદશાને પામે છે, ત્યારે જ વર્ણાશ્રમના કર્મ પોતાની મેળે જ બંધ પડી જાય છે; પરંતુ જ્યાંસુધી મનુષ્યને આવું પૂર્ણ જ્ઞાન થયું નથી, ત્યાં સુધી તે ઉંચ નીચના ભેદથી બહાર જઈ શકતો નથી, માટે તેણે વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે વર્તવાનું ચાલુ જ રાખવું જોઈએ.

૪૪૯. એક શિષ્યે ભગવાન્ શ્રીરામકૃષ્ણને પૂછ્યું:—જો એક જ હરિ સર્વના હૃદયોમાં વાસ કરી રહ્યા છે. તો પછી કોઈના પણ હાથનું અન્ન ખાવામાં બાધ શો છે?

આનો ઉત્તર આપતાં પૂર્વે ભગવાને તેને પૂછ્યું કે, તેની જ્ઞાતિ કઈ છે. તેણે કહ્યું કે તે પોતે બ્રાહ્મણ છે. એવું જણાવતાં જ પરમહંસ દેવે ઉત્તર આપ્યું કે:—"આ કારણથી જ તમો મને આ પ્રશ્ન પૂછો છો. દીવાસળી સળગાવી તેના ઉપર તદન સૂકા લાકડાના છોડાનો ઢગલો મૂકશો તો તે દીવાસળીના અગ્નિનું શું થશે તે કહો?"

તે વિદ્યાર્થીએ ઉત્તર આપ્યું કે, "છોડિયાના દબાણથી અગ્નિ ઓલવાઈ જશે." પરમહંસદેવે કહ્યું; "અને જો મહાદાવાનલ પ્રકટયો હોય ને તેમાં લીલા ને મ્હોટા એવા વડના ઝાડો પણ નાંખ્યાં હોય તો તેનું શું થશે?"

વિદ્યાર્થી–"એક ક્ષણમાં રાખ."

પરમહંસ દેવઃ–તે જ પ્રમાણે જો તમારી અંદરનો દૈવીઅંશ (Spirituality) અશક્ત હશે, તો અવિચારીપણે ગમે તેના હાથનું અન્ન ગ્રહણ કરવાથી તેનો નાશ થઇ જશે, પણ જો તમારી દૈવી શક્તિ પ્રબળ હોય તો ગમે તેનું ખાશો, તથાપિ તેની કાંઇ પણ અસર તમારા ઉપર થશે નહિ.

૪૫૦. જ્યારે ઘા પૂરેપૂરો રુઝાઇ જાય છે ત્યારે ઉપરની ચામડી એની મેળે જ નીકળી જાય છે, પણ જો ઉતાવળ કરીને તે ચામડીને ઉતરડી કાઢવામાં આવે છે તો ત્યાંથી લોહી નિકળે છે, તેવી જ રીતે પૂર્ણાવસ્થાએ મનુષ્ય પહોંચે છે કે, જ્ઞાતિભેદ પોતાની મેળે જ દૂર થઈ જાય છે. પરંતુ અજ્ઞાની મનુષ્યોએ હાથે કરીને આવા ભેદાનો નાશ કરવો, તે બહુ જ ખોટું છે.

૪૫૧. જ્યારે તોફાન થાય છે ત્યારે પિપ્પલાના ઝાડને અને વડન ઝાડને જૂદું જૂદું વર્તવું જેમ તદન અશક્ય છે, તેમ જ જ્યારે સત્યજ્ઞાન (એક બ્રહ્મના જ્ઞાન)રૂપી તોફાન થાય છે, ત્યારે વર્ણનો ભેદ ટકી શકતો નથી.

૪૫૨. ઈશ્વરાસક્ત જનોની જ્ઞાતિ, સંસારી જનોના નિયમોવાળી અન્ય જ્ઞાતિઓથી જૂદી જ છે.

૪૫૩. જ્યારે કોઇ માણસ ખુલ્લા સપાટ મેદાનમાં ઉભો રહીને જુએ છે ત્યારે તે દેવદારનાં વૃક્ષો તથા ઘાસ જોઇને કહે છે કે, 'કેવું મોટું આ વૃક્ષ છે અને કેટલું સૂક્ષ્મ આ ઘાસ છે.' પણ જ્યારે તે જ માણસ કોઇ ઉંચા પર્વતના શિખર પર જઇને નીચેના સપાટ પ્રદેશ તરફ જુએ છે, ત્યારે દેવદાર અને ઘાસ સ્પષ્ટ જૂદાં દેખાતાં નથી, પણ એક

લીલોતરીનો બગીચો હોય તેવાં દેખાય છે. આવી જ રીતે સંસારી માનવીઓની નજરમાં પદવી અને સ્થિતિનો તફાવત છે. તેની નજરમાં એક રાજા દેખાય છે, બીજો મોચી, ત્રીજો પિતા, ચોથો દીકરો એમ પ્રત્યેક ભિન્ન ભિન્ન માલમ પડે છે, પણ જ્યારે તેની દિવ્ય દૃષ્ટિ ખુલે છે ત્યારે તેનાં મનમાં ઉંચ અથવા નીચનો સારા અથવા નરસાનો કાંઇ પણ ભેદ રહેતો નથી. તે બધાને સરખા અને એકરૂપે જોય છે.

૪૫૪. જ્ઞાન ઐકય કરાવે છે અને અજ્ઞાન ભેદ ઉત્પન્ન કરાવે છે.

**ભેદમાં અભેદ.**

૪૫૫. જ્યારે હું કોઇ ગૃહસ્થની પતિવ્રતા પત્નીને જોઉં છું ત્યારે હું એક પતિવ્રતાને વેશે રહેલી દૈવી શક્તિને જોઉં છું, અને જ્યારે હું એક ઉઘાડા દ્વાર સાથેના ખુલ્લા ઓટલાપર–અનીતિ તથા નિર્લજ્જતાથી ભરેલી નગરનારીને જોઉં છું, ત્યારે પણ હું તેવા વેશે ખેલ કરતી દૈવી શક્તિને જ જોઉં છું.

૪૫૬. સર્વ સ્ત્રીઓ ભગવતી અંબાના અંશરૂપ છે અને તેટલા માટે સર્વે જનોએ તેઓને માતાતુલ્ય ગણવી જોઇએ.

૪૫૭. મનુષ્ય એ ઓશીકાના એક ખોળીયા જેવો છે. તેમાં એક લાલ, બીજું ભુરું, ત્રીજું કાળું ઇત્યાદિ હોય છે. એ જૂદા જૂદા રંગોના ખોળીયામાં એક જ રૂ ભરેલું હોય છે; તેમ જ એક સુંદર, બીજો કાળો, ત્રીજો પવિત્ર, ચોથો પાપી, એવા અનેક મનુષ્યોમાં, એક જ ઇશ્વર વસે છે.

૪૫૮. સર્વ પ્રાણી નારાયણ છે. મનુષ્ય અથવા પશુ, યોગી અથવા દાસ, સર્વ જગત્ નારાયણ, પરબ્રહ્મ છે.

૪૫૯. ઇશ્વર કહે છે કે, "સર્પ, જે કરડે છે તે હું છું તથા જાદુગર જે વિષ ઉતારે છે તે હું છું; ન્યાયાધીશ જે શિક્ષા કરે છે તે હું છું તથા જે ચંડાળ ચાબુકથી ફટકાવે છે તે હું છું."

૪૬૦. ઇશ્વર ચોરને ચોરી કરવા જવા માટે પ્રેરે છે, અને તે જ વેળાએ ધરધણીને ચોર સામે સાવચેત રહેવાની પ્રેરણા કરે છે.

૪૬૧. જળમાં રાખેલો ઘડો જેમ અંદર અને બહાર જળમય જ હોય છે, તેમ જ ઈશ્વરમાં લીન થયેલો જીવ અંદર અને બહાર સર્વ સ્થળ ઇશ્વરમય જ જુવે છે.

**મનની નિર્બળતા કેમ જિતાય?**

૪૬૨. વૃથા ગયું તે નરનું જીવન કે જેને, અલભ્ય એવો મનુષ્ય દેહ મેળવ્યા પછી આ જન્મમાં પરમેશ્વરની પ્રાપ્તિ માટે કશો પણ પ્રયત્ન કીધો નહિ.

૪૬૩. પ્રશ્નઃ—આપણી અંદર રહેલા મોહને આપણે કેમ જિતીએ?

ઉત્તરઃ—જ્યારે પુષ્પમાંથી ફળ થાય છે ત્યારે પુષ્પનાં પાતરાં એની મેળે ખરી પડે છે; તેમ જ જ્યારે તારા મનની ધર્માભિલાષા વૃદ્ધિને પામશે, ત્યારે મનુષ્ય મનની સાધારણ ભૂલો (નબળાઇ) એની મેળે નિર્મૂળ થશે.

૪૬૪. એક મનુષ્યે કહ્યું કે—"માણુસનો જાતિ સ્વભાવ બદલાતો નથી." બીજાએ ઉત્તર આપ્યો કે—"જ્યારે અગ્નિ કોળસામાં પ્રવેશ કરે છે, ત્યારે તે તેની કાળાશનો નાશ કરે છે." રામકૃષ્ણે કહ્યું કે—"જ્યારે જ્ઞાનાગ્નિથી મન દગ્ધ થાય છે, ત્યારે તેના જાતિ સ્વભાવનો પણ નાશ થાય છે અને ત્યાર પછી તે સંકલ્પ–વિકલ્પનાં છટકાં રચતું નથી."

૪૬૫. ઇશ્વરી ભાવને પામવા પૂર્વે મનુષ્ય ભાવ ત્યજવો જોઇએ અને આનંદદાયી શક્તિનાં ઉચ્ચ દર્શન પૂર્વે આ ઇશ્વરી ભાવ પણ જવો જોઇએ. પ્રલયના અધિષ્ઠાતા શિવની છાતી ઉપર આનંદદાયી શક્તિ પોતાનું દૈવી નૃત્ય કરે છે.

૪૬૬. દયા દર્શાવવામાં તું ખ્રિસ્તી જેવો થજે, બાહ્ય આચારો વગેરે સખ્ત રીતે પાળવામાં તું મુસલ્માન જેવો થજે, અને સર્વ પ્રાણીઓ પ્રતિ સાર્વજનિક દાનધર્મ પાળવામાં તું હિંદુ જેવો થજે.

૪૬૭. જ્યાં સુધી કામની વાસના અને ધનનો લોભ ગયો નથી ત્યાં સુધી ઈશ્વરનાં દર્શન થશે નહિ.

૪૬૮. જો એક માટીનું વાસણ જળથી ભરીને પાટીઆપર મૂકયું હોય તો તેમાંનું જળ થોડા વખતમાં સુકાઇ જશે, પણ જો તેને પાણીમાં મૂકયું હોય તો જ્યાં સુધી તે ત્યાં રહેશે ત્યાં સુધી તે જળથી પરિપૂર્ણ જ રહેશે. આવી જ રીતે પ્રભુપરના તમારા પ્રેમનું પણ સમજવું. કેટલોક વખત સુધી તમારા હૃદયમાં ઈશ્વરને માટેનો પ્રેમ ભરીને તેને ધનવાન બનાવો અને પછી તમો બીજા કાર્યોમાં ઈશ્વરને તદ્દન ભુલી જઇને તેમાં મંડ્યા રહો,–તો થોડા વખતમાં તમોને માલમ પડશે કે, તમારું હૃદય ઈશ્વરના પ્રેમ વગરનું તદ્દન ખાલી અને દીન થઈ ગયું છે. પણ જો તમો તમારા હૃદયને તે પવિત્ર પ્રેમના ઉંડા જળાશયમાં જ ડૂબેલું રાખશો, તો તમારું હૃદય પવિત્ર પ્રેમના દૈવી ઉત્સાહથી ઉભરાઇ જતી અવસ્થામાં નિરંતર રહેશે.

**ઈશ્વર પ્રતિનો પ્રેમ.**

૪૬૯. પ્રિય ભ્રાતા! હું જેમ જેમ વધારે જીવું છું, તેમ તેમ પ્રેમ અને ભક્તિનાં ગુહ્ય રહસ્યોનો પ્રકાશ મારા હૃદયમાં વધતો જાય છે.

૪૭૦. જ્યાંસુધી ખોળિયામાં જીવ છે, ત્યાં સુધી ભક્તિ અને પ્રેમનાં રહસ્યો અહર્નિશ શિખ, એથી તને સદા લાભ જ થશે.

૪૭૧. પ્રશ્ન:–ઈશ્વરનાપર પ્રેમ કેમ કરવો જોઇએ?

ઉત્તર:–જેમ એક પતિવ્રતા સતી પોતાના પતિને ચાહે છે, જેમ એક મખ્ખીચુસ પોતાના ધનને ચાહે છે, તેમ જ મન અને આત્માએ કરીને ઈશ્વરને પ્રેમથી આરાધવા જોઇએ.

૪૭૨. પ્રશ્ન:–તીવ્ર ભક્તિનું સ્વરૂપ કેવું?

ઉત્તર:–નિરંતરના "જય કાલી!" ના શબ્દોચ્ચારણ માત્રથી ગાંડા થઇ જવું, અથવા તો ગાંડાની માફક હાથો ઉંચા કરી 'હરિ બોલ!' 'હરિ બોલ!' કહીને પરમાત્માના ગુણો ગાવા, તે ભક્તિનું ઉગ્ર સ્વરૂપ છે. આ કલિયુગમાં આ પ્રકારની ભક્તિ ઘણી કામની છે અને તે

ધ્યાન વગેરે મંદ સાધનો કરતાં વહેલું ફળ આપે છે. પરમાત્માનું નામ ભક્તિના બળાત્કારથી અને હલ્લાથી લેવું જોઇએ.

૪૭૩. પ્રશ્નઃ—શું ઈશ્વરનો પ્રેમ ગ્રન્થ વાંચવાથી મેળવી શકાય ?

ઉત્તરઃ—આર્યોના પંચાંગમાં દેશમાં વાર્ષિક વરસાદ કેટલા ઇંચ પડશે. એ વગેરે સંબંધે ભવિષ્ય વચનો હોય છે. તે ચોપડીને તમો ગમે તેટલી નીચોવશો તોપણ, તેમાંથી પાણીનું એક બુંદ સરખુંએ પડશે નહિ. તેમ જ પુસ્તકોની અંદર ઘણાં ઘણાં શુભ બોધવચનો નજરે પડશે, પણ તે વાંચવાથી જ મનુષ્ય ધાર્મિક બની શકશે નહીં. ઈશ્વરનો પ્રેમ મેળવવા માટે મનુષ્યે તેમાં બતાવેલા સદાચરણ પ્રમાણે વર્તવું જોઇએ.

૪૭૪. સ્વચ્છ અને રસાયણના લેપ વગર તૈયાર કરેલા કાચ ઉપર કશાની પણ છાપ પાડી શકાતી નથી; પણ તેની બાજુ જ્યારે રસાયણ શાસ્ત્રમાં વર્ણવેલી રીતે થર ચઢાવી કાચ તૈયાર કરવામાં આવે છે ત્યારે તેના ઉપર ફોટોગ્રાફના ચિત્રો ઉતારી શકાય છે. તેમ જ ભક્તિરૂપી રસાયણનું ઢોળ જ્યારે મનુષ્યના હ્રદયપર ચઢે છે, ત્યારે તે ઈશ્વરનું બિંબ સારી રીતે ગ્રહણ કરી શકે છે.

૪૭૫. બ્રહ્મ, ભાગવત, અને ભક્ત ત્રણે એક જ ગણાવા જોઇએ, અર્થાત્ ત્રણેને એક જ સ્વરૂપે જાણવા જોઇએ.

૪૭૬. પ્રશ્નઃ—સાચો ભક્ત ઈશ્વરને કેવી રીતે જુવે છે ?

ઉત્તરઃ—ઈશ્વરનો ખરો પ્રેમી ભક્ત ઈશ્વરમાં જ પોતાના ખરા નજીકના અને વહાલામાં વહાલા સગાને દેખે છે; જેમ વૃંદાવનની ગોપીઓએ શ્રીકૃષ્ણને માત્ર જગન્નાથ નહોતા જાણ્યા, પરંતુ ગોપીનાથ પણ જાણ્યા હતા.

૪૭૭. તળાવના પાણી ઉપર થઇ આવેલી લીલને જો જરાક બાજુએ ખસેડીએ તો, તે તુરત પાછી આવે છે; પણ તેને વાંસની ટટ્ટીથી જો દૂરની દૂર રાખવામાં આવે તો તે પુનઃ આવતી નથીઃ

તેમ જ જો માયાને એક વખત જોર જુલમથી બાજુએ ખસેડી મૂકીએ, તો તે પાછી આવી આપણને કનડે છે; પણ જો હૃદયમાં ભક્તિ અને જ્ઞાન રહેલાં હશે તો, તે માયાને નિરંતરની દૂર રાખી શકાશે. ખરેખર, આ પ્રમાણે કર્યાથી જ મનુષ્યનું ચક્ષુ સમક્ષ ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે.

૪૭૮. પ્રશ્નઃ—એક ઈશ્વરનો પ્રેમી ભક્ત તેને 'અંબે, અંબે,' એમ કહી બોલાવવામાં આનંદ કેમ માનતો હશે?

**ભક્ત.**

ઉત્તરઃ—કારણ કે બાળક પોતાની માતા સાથે ઘણું જ હળી ગયું હોય છે, અને તેથી બીજા કોઇ પણ કરતાં બાળકનો પ્રેમ પોતાની માતા તરફ વિશેષ હોય છે.

૪૭૯. એક તાર્કિકે રામકૃષ્ણને પૂછ્યું કેઃ—"જ્ઞાન—જ્ઞાતા—અને જ્ઞેય એ શું છે." તેણે જવાબ દીધો.—'ભલા માણસ, હું આવી પાંડિત્ય દર્શાવનારી વિદ્યાના સૂક્ષ્મ ભેદો જાણતો નથી, હું તો માત્ર મારી દૈવી જનની (શક્તિ)ને જ જાણું છું તથા જાણું છું કે, હું તેનો પુત્ર છું.'

૪૮૦. ગાયનું દૂધ ગાયના શરીરમાં સત્ય રીતે જોતાં સર્વત્ર પ્રસરેલું છે, પણ તેના કાન અમળાવવાથી કે દોહવાથી તું તે પ્રાપ્ત કરી શકીશ નહિ. જો તને દૂધ જોઇતું હોય તો તો, તારે તેના આંચળ દોહવા જરૂરના છે. તેમ જ ઈશ્વર સર્વત્ર વ્યાપક છે, પણ તું તેને સર્વત્ર જોઇ શકતો નથી; પણ પવિત્ર મંદિરો કે જે પૂર્વેના ભકતોએ શ્રદ્ધાપૂર્વક કરેલી ભક્તિની ભાવનાઓવડે પરિપૂર્ણ પવિત્ર છે, તેમાં ઈશ્વર ઘણી સહેલાઇથી પ્રગટ થાય છે.

૪૮૧. પ્રશ્નઃ—એક પ્રેમમગ્ન ભક્ત ઈશ્વરાર્થે સર્વ વસ્તુનો ત્યાગ કેમ કરી દે છે?

ઉત્તરઃ—જેમ પ્રકાશમાં ગયેલું પતંગિયું અંધારામાં પાછું ફરતું નથી, અને જેમ કીડીઓ મરી જાય છે તોપણ ગોળપરથી ખસતી નથી, તેમ જ અનન્ય ભક્ત પરમાનંદની પ્રાપ્તિ માટે જીંદગીનો ભોગ આપે છે, અને કશાની સ્પૃહા રાખતો નથી.

૪૮૨. કેટલાક (દારુડીયાઓ) દારુના એક પ્યાલાના પાનથી જ ઉન્મત્ત થઇ જાય છે અને કેટલાક બે ત્રણ શીશા ઉડાવે છે ત્યારે જ ઉન્મત્ત થાય છે, છતાં પણ ઉન્માદાવસ્થાનો આનંદ બેઉનો સરખો અને પૂર્ણ જ છે. તેમ જ કેટલાક ભકતો ઇશ્વરી પ્રતાપના ક્ષણિક દર્શનવડે જ ઉત્સાહથી ભરપૂર બને છે; અને કેટલાક જગન્નાથના પ્રત્યક્ષ સંબંધમાં આવવાથી ઊપજતા પરમાનંદથી જ મત્ત થાય છે. આટલું છતાં પણ બંને સરખા જ નશીબવાન્ છે; કારણ કે બંને દિવ્ય આનંદમાં જ ડૂબેલા છે.

૪૮૩. એક અનન્ય ભક્ત–જેણે ઇશ્વરી પ્રેમના (ભક્તિ) રસને સંપૂર્ણપણે પીધો છે, તે એક ઉન્મત્ત જેવો છે અને તેમ હોવાથી તે હંમેશાં યોગ્યાયોગ્યનો વિચાર ધ્યાનમાં રાખી શકતો નથી.

૪૮૪. એક મદ્ય પીનારો કોઇ વાર તેનો ડગલો માથે પહેરે છે, અને કોઈ વાર તેનો ઇજાર તરીકે ઉપયોગ કરે છે, તેમ જ ઇશ્વરભક્તિમાં ગાંડા થયેલા માણસને પણ બાહ્ય જગતનું ભાન રહેતું નથી.

૪૮૫. તમો દરાજને જેમ વધુ ખજવાળશો, તેમ તમોને વધુ ચેળ આવશે અને તમોને ખજવાળવામાં વધુ અને વધુ સુખ દેખાશે– તેમ જ અનન્ય ભકતો એકવાર તેના ગુણાનુવાદ કરવા મંડ્યા કે, તેમ કરતાં કંટાળતા નથી, પણ પ્રહરના પ્રહર સુધી તેમ કરવામાં જ આનંદ લે છે.

૪૮૬. પ્રશ્નઃ–ભક્તને એકાંતવાસ શા માટે ગમતો નથી?

**સાચા ભકતો સંઘમાં શા માટે રહે છે?**

ઉત્તરઃ–જેમ એક ગાંજો પીનાર સંગ વગર એકલવાયો ગાંજો પીવામાં આનંદ પામતો નથી, તેમ એક પવિત્ર માણસ ઇશ્વરના ગુણાનુવાદનું કીર્તન એકાંતમાં ગાવાથી આનંદ પામતો નથી.

૪૮૭. સ્વાભાવિક રીતે જ સ્ત્રી પોતાના પતિ સાથની નિત્યની ગોષ્ઠિઓ, બીજાને કહેતાં શરમાય છે. તે કોઇને પણ એ વાત કહેતી નથી, તેમ જ કહેવાને તે જરા પણ ઇચ્છતી નથી; અને કદાચ પોતાની

વાત બહાર ખુલ્લી પડી જાય છે તો તેથી તે ઘણી બેચેન થાય છે. આટલું છતાં પણ કંઇ પણ અંતર રાખ્યા વિના પોતાની સમાન સાહેલીઓને રાજીખુશીથી તે વાર્તા જણાવે છે, એટલું જ નહિ પણ તે વાત નિવેદન કરવાને સદા ઉત્સુક રહે છે, અને તેમ કરવામાં આનંદ માને છે. આ જ પ્રમાણે એક ભક્ત પોતાના દૈવીસહવાસમાં અનુભવાતો બ્રહ્માનન્દ પમાડનાર પરમ સુખદ રસ એક ખરા ભક્ત સિવાય બીજાને કહેવાનું પસંદ કરતો નથી; એટલું જ નહીં, પણ કેટલીક વાર તે પોતાના જેવા બીજા ભક્તને તે અનુભવોની વાત કહેવાને અધીરો બને છે, અને કહીને સુખી થાય છે.

૪૮૮. ગાયના ટોળામાં જો કોઈ બીજું જનાવર ભળી ગયું હોય તો સર્વ ટોળું એક થઇને તેને કાઢી મૂકે છે, પણ જો કોઈ નવી ગાય આવે છે તો સઘળી તેનાં શરીરને ચાટી મળીને તેની સાથે મિત્રાચારી બાંધે છે. આ જ રીતે જ્યારે કોઈક ભક્ત બીજા ભક્તને મળે છે, ત્યારે બેઉ સહવાસમાં રહીને આનંદ પામે છે અને એક બીજાથી છૂટા પડવાથી અતિશય દીલગીર થાય છે; પણ જો કોઈ નિંદા કરનારો તેમાં ભળી જાય છે, તો સઘળા ધ્યાન રાખીને તેનાથી દૂર જ રહે છે.

૪૮૯. પ્રશ્નઃ—ભક્તના આધ્યાત્મિક વિચારો અને પ્રેમની ભાવનાઓનો શા માટે છેડો હોતો નથી?

**સાચા ભક્તનો અખૂટ પ્રેમ.**

ઉત્તરઃ—જ્યારે એક ધનવાન્ વેપારીના કોઠારમાંથી ખરીદનારને અનાજ ભરી આપવામાં આવે છે, ત્યારે મપારાઓ અટક્યા શિવાય માપ્યા જાય છે અને હાજર રહેલી મજુરણો મોટા કોઠારમાંથી ટોપલીએ ટોપલી અનાજ પૂરું પાડ્યાં જ કરે છે; જ્યાં સુધી તે મજુરણો તેને અટક્યા શિવાય દાણો પૂરો પાડે છે ત્યાંસુધી મપારો પોતાની બેઠક મૂકતો નથી. પરંતુ એક નાના કણીયાને ત્યાં આટલા મજુરો પણ હોતા નથી, તેમ જ તેનો કોઠાર પણ આટલો મોટો હોતો નથી. તેમ જ ઈશ્વર પોતે પોતાના ભક્તોના હૃદયમાં નવીન નવીન વિચારો અને તરંગો અહર્નીશ ઉત્પન્ન કરતો હેવાથી

તેઓને નવા અને ગંભીર વિચારો અને તરંગોની ખોટ પડતી નથી– જ્યારે તેથી વિપરીત–એક પુસ્તકપંડિત (પોથાજ્ઞાની)–નાના કણિયાની માફક–પોતાના વિચારોનો અંત આવી ગયેલો જુએ છે.

૪૯૦. દુનિયામાં ત્રણ જાતનો પ્રેમ છેઃ સ્વાર્થી, સામંજસ્ય અને પરમાર્થી. સ્વાર્થી સ્નેહ કેવળ તુચ્છ છે, કારણ કે તેમાં પ્રેમી માત્ર પોતાના જ સુખનું સંધાન કરે છે, પણ તેના પ્રેમની વસ્તુ દુઃખી છે કે દિલગીર છે, તેની ફિકર કરતો નથી. સામંજસ્ય પ્રેમમાં પ્રેમી પોતાના સુખ પ્રત્યે દૃષ્ટિ રાખે છે, પણ પોતાના સુખનો યત્ન કરતાં, પ્રેમના પાત્રના સુખ તરફ પણ લક્ષ દે છે. પરમાર્થી સ્નેહ એ ઉચ્ચ પ્રેમ છે. એમાં પ્રેમી પોતાના દુઃખોની અવગણના કરીને પણ માત્ર પોતાના પ્રેમપાત્રના સુખને માટે જ મથે છે.

૪૯૧. લાખો વર્ષ પાણીમાં પડી રહેવા છતાં પણ ચકમકની અગ્નિ ઉત્પન્ન કરવાની શક્તિ નાશ પામતી નથી, અને જ્યારે પણ તેને લોહ સાથે અફાળવામાં આવે છે કે તુરત જ તેમાંથી ચળકતો તણખો બહાર આવે છે; તેમ જ, અનન્ય ભક્ત પોતાની શ્રદ્ધામાં અચળ હોય છે. તે સંસારની ગમે તેટલી અશુદ્ધતાથી હંમેશ વીંટલાયલો રહે, તો પણ તેની શ્રદ્ધા અને પ્રેમ નાશ પામતાં નથી; અને તે જ્યારે પણ સર્વ શક્તિમાનનું નામ સાંભળે છે ત્યારે સમાધીમાં લીન થઈ જાય છે.

**હરિનું નામ અને ભક્તિ.**

૪૯૨. જે માણસનાં શરીરનાં રોમાંચો શ્રીહરિનું નામ માત્ર લેવાથી આનંદને લીધે ઉભાં થાય છે તથા જે ઈશ્વરનું નામ શ્રવણ કરતામાં જ પ્રેમાશ્રુથી ભીંજાઈ જાય છે, તેને આ છેવટનો જ જન્મ છે.

૪૯૩. હરિ એટલે જે આપણું ચિત્ત ચોરી લે છે તે; ને **હરિબળ** એટલે હરિ એ જ આપણું બળ (આપણો આશ્રય) છે તે.

૪૯૪. જે ગૃહની અંદર સતત હરિના ગુણાનુવાદ ગવાતા હોય છે ત્યાં, કદી પણ યમદૂતનો પ્રવેશ નથી.

**પ્રાર્થના અને તપ.**

૪૯૫. દિગમ્બર સાધુ તોતાપુરીએ કહ્યું કે, "જેમ પિત્તળનાં વાસણને રોજ સાફ ન કરીએ તો

કટાઇ જાય, તેમ જો માણુસ રોજ ને રોજ ઇશ્વરનું ધ્યાન નહીં ધરે તો તેનો આત્મા અપવિત્ર થઇ જશે." તેને શ્રીરામકૃષ્ણે જવાબ આપ્યો કે, "યથાર્થ છે, પણ જો વાસણ સોનાનું હોય તો તેને નિત્ય સાફ કરવું પડતું નથી. તેમ જે ઇશ્વરને પહોંચ્યો છે, તે મનુષ્યને પ્રાર્થના અથવા તપની વધુવાર અગત્ય રહેતી નથી."

૪૯૬. પ્રશ્ન:-પ્રાર્થના કરવાથી કાંઇ પણ ખરો લાભ થાય છે કે ?

ઉત્તર:-જો મુખમાંથી નિકળતા શબ્દોની સાથે જ સ્તુતિ કરનારનું હ્રદય પણ એકતાર થયું હોય છે, તો તેની પ્રાર્થના સફળ જ થાય છે. જે મનુષ્ય મુખેથી "ઓ નાથ ! ઓ સ્વામિન્ ! આ સર્વ તમારું જ છે." એમ વદે છે, પણ સઘળો વખત હ્રદયમાં તે પોતાનું જ છે, એમ જાણી તેની ચિંતા કરે છે, તેની પ્રાર્થના કાંઈ પણ ફળપ્રદાતા થતી નથી.

૪૯૭. તારા વિચારોનો તું વિશ્વાસઘાતી થતો નહિ; શુદ્ધ નિર્મળ હ્રદયનો થઇ તારા વિચારો પ્રમાણે વર્તશે તો તું વિજય પામશે. શુદ્ધ સાદા અંતઃકરણથી પ્રાર્થના કરશે તો, તારી પ્રાર્થનાઓ સાંભળવામાં આવશે.

'૪૯૮. દૈવીશક્તિનું આ મુજબ સ્તવન કરો:-'હે માતુશ્રી ! નિરંતરનો સ્થાયી પ્રેમ અને અચળ વજ્ર જેવી શ્રદ્ધા મને આપો.'

૪૯૯. જેનામાં શ્રદ્ધા છે, તેનામાં સઘળા ગુણો છે ને જેનામાં શ્રદ્ધા નથી, તેના હ્રદયમાં કોઈ પણ ગુણ નથી.

શ્રદ્ધા.

૫૦૦. મત અને પંથોમાં કાંઇ પણ ફેર નથી. સર્વેને પોતાના પંથ મુજબની ભક્તિ અને ક્રિયા શ્રદ્ધાપૂર્વક કરવા દ્યો; કારણ કે ઇશ્વરને પામવાનો શ્રદ્ધા જ માત્ર એક સરળ માર્ગ છે.

૫૦૧. જો તારામાં શ્રદ્ધા હશે તો તું જેની આકાંક્ષા રાખતો હશે, તે તને જરૂર મળશે.

૫૦૨. ચાસણી કરવાને અગ્નિ ઉપર મૂકેલી ખાંડમાં કચરો અને અસ્વચ્છતા હશે, ત્યાંસૂધી તેમાંથી વરાળ તથા અવાજ નિકળશે, પણ જ્યારે તે બળી જઇને શુદ્ધ સાકરનો રસ જ માત્ર રહે છે કે વરાળ અને

અવાજ પોતાની મેળે જ બંધ થઇ જાય છે અને તાવડામાં રહેલો રસ—નરમ કે કઠિન દાણાદાર સાકર બની જાય છે અને મનુષ્યને તથા દેવને આનંદદાતા થાય છે. શ્રદ્ધાવાન્ મનુષ્યનો સ્વભાવ પણ આવો જ છે.

૫૦૩. પથ્થર લાખો વર્ષ પાણીની અંદર પડી રહેલો હોય તે છતાં પણ તેની અંદર પાણી પ્રવેશ કરી શકતું નથી, પણ માટી જળના સંબંધમાં આવતાંને વાર કાદવરૂપ થઇ જાય છે,—તેવી જ રીતે, એક શ્રદ્ધાવાળા ભક્તનું નિશ્ચયવાળું મન કસોટી અને ઉપાધિની અંદર પણ નિરાશ થતું નથી; પણ કાચાપોચી શ્રદ્ધાવાળો મનુષ્ય એક તદન નિર્જીવ કારણને લીધે પણ સહેલથી ચળી જાય છે.

૫૦૪. એક અગ્નિરથનું યંત્ર (એન્જીન) પોતાની પછવાડે ભારથી ભરેલાં અનેક ગાડાંઓને સહેલથી ખેંચી જાય છે; તેમ જ ઈશ્વરના પ્રેમાળ પુત્રો, પોતાની શ્રદ્ધામાં અને ઈશ્વરભક્તિમાં દૃઢ રહીને, સંસારની ઉપાધિઓ અને ચિંતાથી ન લેવાતાં, પોતે ઈશ્વરનાં ચરણને પ્રાપ્ત કરે છે તથા પોતાની સાથે અનેક જીવોને પણ તે ચરણને પમાડે છે.

૫૦૫. અતિશય વેગવાળા ઝરાનું પાણી કેટલેક સ્થળે વમળાકારે અને આવર્તાકારે ગોળ ગોળ ફરે છે, પણ થોડા વખતમાં તે પાછા પોતાના મૂળની રીતિ મુજબ દોડવા માંડે છે; તેવી જ રીતે પવિત્ર પુરુષોનું અંતઃકરણ કેટલીક વેળાએ નિરાશા, શોક, અવિશ્વાસ આદિકના વમળમાં પડીને ગુંચવાઈ જાય છે, પણ તેમની તેવી ચલિત સ્થિતિ થોડો કાળ માત્ર જ રહે છે.

૫૦૬. હથોડાના ગમે તેટલા અસંખ્ય ફટકા પડવા છતાં પણ, લુહારની એરણ ચસતી નથી; તેમ જ મનુષ્યે પણ દૃઢ અને સ્થિર મનના થઇને શાંતપણે જે કાંઇ દુઃખ કે આપત્તિ આવે, તે સહન કરવી.

નમ્રતા.

૫૦૭. લોખંડને ભઠ્ઠીમાં વારંવાર તપાવીને હથોડાવતી ટીપવાથી તેનું પોલાદ થાય છે, અને ત્યારબાદ તે પોલાદની તીક્ષ્ણ તરવાર થઈ શકે છે તથા તેને જેમ વાળવું

હોય તેમ વાળી શકાય છે; તેમ જ માણુસ જ્યારે દુઃખરૂપી ભઠ્ઠીમાં તપાય છે અને સંસારની વિટંબણારૂપી હથોડા નીચે ટીપાય છે ત્યારે જ તે શુદ્ધ અને નમ્ર બને છે.

૫૦૮. જો સોયમાં દોરો પોરવવો હોય તો દોરાને વણીને છેડો બારીક કર તથા છેડાપરના તાર હોય તે કાઢી નાંખ, એટલે દોરો તુરત સોયમાં પોરવાશે; તેમ જ જો તું તારૂં હૃદય ઈશ્વરમાં પરોવવા માંગતો હોય તો, તારા મનમાંથી સઘળી તૃષ્ણાઓ કાઢી નાંખીને, માયાળુ, નમ્ર અને દીન સ્વભાવવાળો થા.

૫૦૯. ફળોથી ભરપૂર વૃક્ષ નીચું નમી જાય છે, તેમ જ જો તું મોટું પદ પામવા ઇચ્છતો હોય તો નમ્ર અને ગરીબ થા.

૫૧૦. વર્ષાદનું જળ ઉંચી જગ્યા ઉપર ન રહેતાં નીચાણવાળા પ્રદેશ તરફ જાય છે, તેમ જ પ્રભુની કૃપા ગર્વિષ્ઠ અને દર્પવાનના હૃદયમાંથી સરી જઇને, નમ્ર ભક્તના અંતરમાં જાય છે.

૫૧૧. જોખવાના કાંટાનું ભારે પાસુ નીચે જાય છે અને હલકું પાસુ ઉપર આવે છે; તેમ જ ગુણવાન્ અને બુદ્ધિમાન મનુષ્ય હંમેશ નમ્ર હોય છે, પરંતુ મૂર્ખ તો ગર્વથી ફૂલેલો હોય છે.

૫૧૨. ધૂળના અથવા રાખોડીના ઢગલાપર પડેલું પાણી જેમ તુરત સુકાઇ જાય છે, તેમ જ પ્રાર્થના અને ધ્યાન, અહંવૃત્તિથી ફૂલાયલા મનપર અસર કર્યા વગર જ સુકાઇ જાય છે–(વ્યર્થ જાય છે).

**મિથ્યાભિમાન.**

૫૧૩. ઝાડપરથી ખરી પડેલું પત્ર, પવનના સપાટા આગળ જેવી દીનતા ધરી રહે છે, તેવી જ દીનતા અને નિરાભિમાનપણું તમે ગ્રહણ કરો.

૫૧૪. સર્વના ગર્વનો નાશ થાય છે, પણ સાધુને પોતાના સાધુપણાનો જો અહંકાર આવ્યો, તો તે નાશ પામવો ઘણો કઠિન છે.

૫૧૫. કોઇ માણુસે ચૌદ વર્ષ સુધી સખ્ત તપ કીધું અને તેના પરિણામે પાણીપર ચાલી જવાની શક્તિ તેનામાં આવી. આ અદ્‌ભુત

શક્તિ પોતાને પ્રાપ્ત થયાથી અતિશય આનંદમાં આવી જઇને તેણે પોતાના ગુરુને તે વાત નિવેદન કરી. તે ઉપરથી ગુરુએ કહ્યું–"દીન-વત્સ, એમાં તેં શું મોટું કાર્ય કીધું? કારણ કે તેં જે ચૌદ વર્ષની સખ્ત મહેનતથી પ્રાપ્ત કીધું, તે સાધારણ મનુષ્ય, નાવિકને એક આનો આપીને પ્રાપ્ત કરી શકે છે."

૫૧૬. શ્રીરામકૃષ્ણના એક યુવાન્ શિષ્યમાં બીજાના અંતરની વાત જાણવાની શક્તિ આવી. તે વાત તેણે પોતાના ગુરુને જણાવી. તેપરથી તેણે તેને ઠપકો આપ્યો કે–"વત્સ! તારે બહુ જ શરમાવું જોઇએ કે, તું તારી શક્તિ આવી નિર્જીવ વસ્તુઓ માટે ગુમાવે છે. પુનઃ આવી રીતે વ્યર્થ પ્રયાસ કરતો ના."

ઇશ્વરની કૃપા.

૫૧૭. એક સાધુ પુરુષ નિત્ય માળાના મણકા ફેરવી મુંગો મુંગો ઇશ્વરનું નામ જપતો હતો. રામકૃષ્ણે તેને કહ્યું; "તું શામાટે એક જ સ્થળ પકડી રહ્યો છે? આગળ વધ." સાધુએ ઉત્તર આપ્યો; "ઇશ્વરની કૃપા વગર તે બની શકતું નથી." રામકૃષ્ણે કહ્યું; "ઇશ્વરની કૃપારૂપી વાયુ તારા મસ્તકપર રાત્રિ દિવસ વાયા કરે છે ને જો તું સંસારસાગરને જલદીથી તરી જવા માંગતો હોય તો, તું તારી મનરૂપી નાવના સઢો ખુલ્લા કરીને ચઢાવી દે."

૫૧૮. નાના બાળકો એક ખૂણામાં પુતળી પુતળા સાથે રમ્યાં કરે છે, પણ જ્યારે તેઓની માતા ઓરડામાં આવે છે, ત્યારે તેઓ તે રમકડાંઓને ફેંકી દઇને, "મા! મા!" કરતાં દોડી જાય છે. તમે પણ તેમ જ આ સંસારમાં ધન, કીર્તિ અને માન આદિ રમકડાંઓ લઇને કાંઈ પણ ડર યા ચિંતા વગર રમો છો, પણ જ્યારે તમો દૈવી શક્તિ–ઇશ્વરની કૃપાને તમારા ઉપર ઉતરતી જોશો કે, તમને આ માન, કીર્તિ આદિ રમકડાંઓમાં આનંદ નહિ થાય; પણ એ સર્વનો ત્યાગ કરી તમે ઇશ્વરપ્રતિ દોડશો.

૫૧૯. ઇશ્વરી કૃપારૂપી અનુકૂળ વાયુલહરી, સર્વ કાળે ચાલુ જ

વાયા કરે છે. આ સંસારસમુદ્રમાં આવેલા આળસુ અને પ્રમાદી નાવિકો તેનો લાભ લેતા નથી, પરંતુ ઉદ્યોગી અને સાવધાન રહેનારા જિજ્ઞાસુઓ પોતાના હૃદયરૂપી સઢને સતત આવા પવનનો સપાટો ખમવાને તૈયાર રાખે છે અને પરિણામે ત્વરાથી પાર ઉતરી જાય છે.

૫૨૦. આ કળિયુગમાં મનુષ્યને મુક્ત બનાવવાને ત્રણ દિવસ પૂરતા છે.

૫૨૧. જ્યારે ઇશ્વરની કૃપા થશે ત્યારે સર્વ પોતપોતાની ભૂલ જોશે; આમ સમજીને આપણે માંહો માંહે મિથ્યા વાદવિવાદ ન કરવો જોઇએ.

૫૨૨. જ્યાં સુધી પવનની લહેરો આવતી નથી, ત્યાં સુધી આપણે પંખાવડે વા લઇએ છીએ. પરંતુ જેવો નિર્ધન અને ધનવાન્ બેઉને સુખદાયી એવો ઠંડો પવન વાહવા લાગે છે કે, તુરત જ આપણે પંખાથી પવન ખાવો બંધ કરીએ છીએ. તેવી જ રીતે જ્યાંસુધી આપણને દૈવી મદદ મળી નથી, ત્યાં સુધી આપણે છેલ્લી સ્થિતિએ પહોંચવાના યત્નોમાં મંડ્યા રહેવું જોઇએ. પણ જેવી તે પ્રાપ્ત થઇ કે, પછી તુરત જ મથન કરવામાંથી વિરામવામાં બાધ નથી; પણ તે શિવાય તેમ કરવું યોગ્ય નહિ કહેવાય.

૫૨૩. જ્યારે પવન વહાતો હોય ત્યારે પંખા મૂકી દેવા જોઇએ, તેમ જ્યારે ઇશ્વરની કૃપા ઉતરી હોય ત્યારે પ્રાર્થનાઓ અને તપ મૂકી દેવાં જોઇએ.

૫૨૪. એક ખેડુત લાગલાગટ બાર વર્ષો સુધી પણ વરસાદ ન આવે, તોપણ જમીન ખેડવી મૂકી દેતો નથી; જ્યારે એક વ્યાપારી—જેણે નવેસરથી ખેડવાનો ધંધો કરવા માંડ્યો હોય છે તે, એક વરસ કોરું જતામાં તો નાહીંમત થઇ જાય છે. તેમ જ એક અનન્યભક્ત જીંદગી સુધી ભક્તિ કરવા છતાં પણ જો ઇશ્વરનાં દર્શન નથી પામતો, તોપણ નાહીંમત થઇ જતો નથી.

ખંત.

૫૨૫. તરતાં આવડે તે પહેલાં પાણીમાં ઘણીવાર ડૂબકીઓ મારવી

જોઇએ, અને તરફડીઆં મારવાં જોઇએ; તેમ જ જ્યાં સુધી પ્રયત્નો કરીને અને દુઃખદાયક સંસારની વિટંબણાઓ વેઠીને કોઇ પણ લાયક થયું નથી, ત્યાં સુધી બ્રહ્માનંદના સાગરમાં શાંતિથી તરવાની મોજ લઇ શકાતી નથી.

પ૨૬. હોકાયંત્રની સોય હંમેશાં ઉત્તર ધ્રુવ તરફ જ પોતાનું મુખ રાખતી હોવાથી, નૌકાશાસ્ત્રીઓ પોતાનો માર્ગ ચૂકતા નથી; તેમ જ, જ્યાં સુધી મનુષ્યનું ચિત્ત–જે જીંદગીરૂપી વહાણની ચુંબક સળી છે તે–જો ઇશ્વર તરફ સ્થિર વળેલું રહેશે, તો સંસારસમુદ્રમાંથી નિર્વિઘ્ને તરી જશે.

પ૨૭. એક બાળકની નિર્દોષતા–સાદાઇ કેટલી રમ્ય છે! તે ધન અને દુનિયાની દોલતનો ત્યાગ કરીને પોતાને રમવાની ઢીંગલી લે છે. તેમ જ અનન્ય ભક્તનું પણ સમજવું. તેના શિવાય અન્ય કોઇ પણ ઇશ્વરાર્થે ધન અને માનનો ત્યાગ કરી શકતું નથી.

**બાળક જેવો થા.**

પ૨૮. જ્યાં સુધી તું બાળક જેવો સરળ થશે નહીં, ત્યાં સુધી તને ઇશ્વરસંબંધી જ્ઞાન પ્રાપ્ત થશે નહીં. જે કાંઇ સંસારનું જ્ઞાન તેં એકઠું કીધું હોય તે વિસરી જા અને સાંસારિક વિષયમાં બાળક જેવો અજ્ઞાન થા, એટલે તને તે સત્ (પરમાત્મા)નું જ્ઞાન થશે.

પ૨૯. વ્યગ્રચિત્તવાળા માનવીઓ, મદ્યથી મત્ત થયેલાઓ અને બાળકો, કેટલીક વાર જાણે કે ઇશ્વરની પ્રેરણા થઇ હોય, તેમ અજ્ઞાનપણામાં પણ સત્ય કહી દે છે.

પ૩૦. જેમ ચન્દ્ર દરેક બાળકોનો ચાંદો મામો છે, તેમ જ ઇશ્વર દરેક જણનો પિતા અને રક્ષક છે.

**સત્ય.**

પ૩૧. સત્યથી રહિત જન, નિત્ય સત્યને કદાપિ અનુભવી શકશે નહિ જ.

પ૩૨. પ્રશ્નઃ–આ સંસારમાં આવેલા જને શું કરવું જોઇએ?

ઉત્તર:–સઘળી વાત ઇશ્વરને સોંપી દ્યો, તમો તેની ઇચ્છાનુરૂપ જ વર્તવાને સાવધાન બનશો તો તમારે માટે કાંઇ પણ ચિંતા રહેશે નહિ અને ત્યારે તમે જાણી શકશો કે, સર્વ કાંઇ તેના હાથમાં જ છે ને તેની ઇચ્છાનુસાર જ ચાલે છે.

**ઇશ્વરેચ્છાને શરણ થવું.**

૫૩૩. જે સર્વ શક્તિમાનની ઇચ્છાને શરણે ભક્તિપૂર્વક અને નિષ્પાપ હૃદયે જાય છે તે, પરમાત્માને જલદીથી પ્રાપ્ત કરે છે.

૫૩૪. જ્યાં ગુરૂએ નથી ને શિષ્યે નથી એવું સ્થાન અતિ ગુહ્ય રહસ્યથી ભરેલું છે. બ્રહ્મ અને તેનું જ્ઞાન એટલું ગૂઢ અને ગુહ્ય છે કે, જે એને પ્રાપ્ત કરે છે, તેને માટે ગુરુશિષ્યનો ભેદ રહેતો નથી, અને તે અભેદ સચ્ચિદાનંદ સ્થિતિમાં હોય છે.

૫૩૫. "બ–કલમા" જેવો નિર્ભય અને સરળ માર્ગ બીજો કોઇ પણ નથી. સર્વ શક્તિમાન્ પરમાત્માની ઇચ્છાને આધીન થઇને, પોતાનો આત્મા તેને અર્પણ કરવો તથા આ વિશ્વમાંની દરેક વસ્તુપરથી "અહંતામમતા"નો ત્યાગ કરવો, તેને "બ–કલમા" કહે છે.

૫૩૬. સંસારમાં રહેવું કે ત્યાગી થવું, એ ઇશ્વરેચ્છાની વાત છે. માટે સર્વ વાત તેના હાથમાં સોંપી તમો તમારાં કર્મ કર્યા જાઓ. આથી વિશેષ તમો શું કરી શકશો?

૫૩૭. એકડાની પાસે મીંડાં વધારવાથી તેની ગણનામાં વધારે કરી શકશો, પણ જો મીંડાની પાસેથી એકડો ભૂંસી નાંખશો તો, બાકી રહેલા શૂન્યોની કાંઇ પણ કિંમત રહેતી નથી. આ જ પ્રમાણે જીવાત્મા જ્યાંસુધી પરમાત્માને વળગી રહે છે, ત્યાંસુધી તેની ગણના થાય છે, પણ તે તેને મૂકી દેશે કે તુરત તેના સર્વ પ્રયત્નો અને કર્મો વ્યર્થ જશે.

૫૩૮. પ્રશ્ન:–અડગ વિશ્વાસનું લક્ષણ શું છે?

ઉત્તર:–દિવસભર કામ કીધા પછી સંધ્યાકાળે પોતાના સ્થાને જઇને આરામાસનપર પડીને, ઊશીકાપર અઢેલીને, બીડી પીતા મનુષ્યને

જે આનંદનો અનુભવ થાય છે તેના જેવું થવું એ જ. એ વિશ્વાસ દર્શાવે છે કે, તેની દરેક જાતની ચિંતા અને ઉપાધિ પોતાની મેળે ટળી ગયેલી છે.

૫૩૯. જેમ સુકાં પાતરાં, પવનના સપાટાથી દરેક દિશામાં ઉડે છે ને સ્વતંત્ર ઇચ્છારહિત હોય છે તથા કાંઇ પણ પ્રયત્ન કરતાં નથી; તેમ જ જેઓ ઇશ્વરપર વિશ્વાસ રાખીને બેસે છે તેઓ તેની ઇચ્છાનુસાર વર્તે છે ને તેઓ સ્વતંત્ર ઇચ્છા કે પ્રયત્ન કરતા નથી.

૫૪૦. ખુલ્લાં મેદાનમાંના આછાં પાણી કોઇ ન વાપરે, તોપણ કાળે કરીને સૂકાઇ જાય છે; તેમ જ પાપી કેટલીક વખતે ઇશ્વરની દયા અને કૃપાપર સંપૂર્ણ વિશ્વાસ રાખી શરણે જવાથી વિશુદ્ધ થઇ જાય છે.

૫૪૧. કેટલાંક માછલાંને ઘણા હાડકાંની કરોડ હોય છે ને કેટલાંકને માત્ર એક જ હાડકું હોય છે; પણ ખાનાર તે સર્વે હાડકાંને સાફ કરીને જ માંસનો આહાર કરે છે. તેમ જ કેટલાકનાં પાપકર્મ બહુ હોય છે ને કેટલાકનાં થોડાં હોય છે, પણ ઇશ્વરની કૃપા, કાળે કરીને સર્વેને શુદ્ધ બનાવી દે છે.

૫૪૨. એક વાંદરીનું બચ્ચું પોતાની માને પેટે જોરથી વળગીને તેનાપર લટકી રહે છે; પણ એક બિલાડીનું બચ્ચું પોતાની મા પાસે આવે છે ત્યારે બાઝી શકતું ન હોવાથી માત્ર મ્યાઊં મ્યાઊં જ કરે છે. જો વાંદરું પોતાની માના શરીરને જરાક પણ છોડી દે છે તો તે તુરત જ નીચે પડીને ઇજા પામે છે; આનું કારણ એટલું જ છે કે, તે પોતાના જ બળપર આધાર રાખે છે; પરંતુ એક બીલાડીનું બચ્ચું તેવા પ્રકારનો ભય જરા પણ રાખતું નથી; કેમકે તેની મા જ તેને ઉંચકીને એક સ્થાનથી બીજે સ્થાને લઇ જાય છે. આટલો અંતર પોતાના પુરુષાર્થને પ્રધાન ગણવામાં અને ઇશ્વરની ઇચ્છાને તદ્દન આધીન થવામાં છે.

**ભગવતી અંબા વિષે વિચાર.**

૫૪૩. જો કદાચિત્ અનિવાર્ય કારણસર કોઇ મોહ પમાડે એવા સ્થળમાં જવું પડે તો, તારા મનમાં ભગવતી અંબાના વિચારો જાગૃત રાખજે. તે આ મોહકારક પદાર્થોથી જ માત્ર નહિ, પણ તારા હૃદયમાં જે દુષ્ટ વાસ-

નાઓ હશે, તેનાથી પણ તારું સદા સર્વત્ર રક્ષણ કરશે. કોઇ પણ દુષ્ટાચાર, દુર્વિચાર કે દુષ્ટાચરણમાંથી તારી માતુશ્રીની સામીપ્યતા તથા પ્રત્યક્ષતા તારું સંરક્ષણ કરવા શક્તિમાન્ છે.

૫૪૪. લલના અને લક્ષ્મીએ સર્વ જગતને પાપમાં ડુબાડી મૂક્યું છે. જ્યારે તમો લલનાને આદ્ય શક્તિના અંશરૂપે જોતાં શીખશો કે તેનું બળ નાશ પામી જશે.

૫૪૫. પ્રશ્ન:-એક ભક્તનું બળ શામાં રહેલું છે?

**ભક્તનું બળ.**

ઉત્તર:-તે ઈશ્વરનું બાળક છે અને તેનું બળ અશ્રુમાં રહેલું છે. જેમ માતા પોતાના રુદન કરતાં બાળકની કામના પૂરી પાડવાને તત્પર રહે છે, તેમ જ ઈશ્વર પોતાનાં બાળકને તે જે વસ્તુ માટે રડે છે, તે પૂરી પાડે છે.

૫૪૬. પશ્ચાત્તાપનાં અશ્રુ અને આનંદાશ્રુ, આંખના જૂદા જૂદા ખૂણાઓમાંથી વહે છે. પશ્ચાત્તાપનાં અશ્રુ નાકના થડમાંથી અને આનંદનાં અશ્રુ બીજા છેડામાંથી વહે છે.

**અવિચ્છિન્ન ભક્તિ.**

૫૪૭. પ્રશ્ન:-ક્વચિત્ હૃદયમાંની પૂર્ણ શાંતિ સામ્રાજ્યપદ એકાએક પમાડે છે, પણ તે હંમેશાં ત્યાં ઠરતી નથી તેનું કારણ શું?

ઉત્તર:-વાંસનો અગ્નિ જ્યાંસુધી ફૂંકવામાં આવે છે ત્યાંસુધી જ પ્રજ્વલિત રહે છે; તેમ જ ધર્માગ્નિને હૃદયમાં જાગૃત રાખવા સારુ ભક્તિરૂપી પવન નિરંતર ફૂંકવાની અગત્ય છે.

૫૪૮. પ્રશ્ન:-રાત દાહાડો મારે મારા રોટલા મેળવવાનો વિચાર કરવાનો હોય તો પછી હું ભજનકીર્તન-ધ્યાન કેવી રીતે કરી શકું?

ઉત્તર:-જેને માટે તું કામ કરે છે, તે તારી ખોટો પૂરી પાડશે. ઈશ્વરે તને અહીં મોકલ્યો, તે અગાઉ જ તારા નિર્વાહનો બંદોબસ્ત કરી રાખેલો છે.

૫૪૯. બીજાને મારવું હોય તો હથિયારોની આવશ્યકતા પડે છે.

પરંતુ પોતાનો નાશ કરવાને માટે એક ટાંચણી બસ છે. તેમ જ બીજાને શિખવવું હોય તો ઘણાંક વેદ અને શાસ્ત્રના જ્ઞાનની જરૂરીયાત છે પરંતુ આત્મજ્ઞાનને અર્થે શ્રદ્ધાસહ એક મહાવાક્યનું મનન પણ પૂરતું છે.

**મનોનિગ્રહ.**

૫૫૦. આર્યાવર્તના ગામડાની સ્ત્રીઓ જ્યારે પાણી ભરવા જાય છે, ત્યારે જેમ એકપર એક એમ ચાર પાંચ ઘડા ચઢાવીને સખીઓ–સાહેલીઓ સાથે પોતાના સુખ-દુઃખની વાતો કરતી કરતી (છૂટે હાથે) ચાલી જાય છે, પરન્તુ એક પણ પાણીનું બુંદ ઢોળાઇ જવા દેતી નથી; તેમ જ સદ્ગુણના માર્ગપર જનારા મુસાફરોએ વર્તવું જોઇએ. ગમે તેવા સ્થળમાં અને સુખદુઃખના સંયોગોમાં જઇ પડે તોપણ તેમણે પોતાનાં હૃદયને સત્યના પવિત્રમાર્ગ પરથી ચળવા દેવું નહીં જોઇએ.

૫૫૧. મિત્ર! જ્યાંસુધી જીવું છું ત્યાંસુધી હું શિખું છું.

**માનસિક એકાગ્રવૃત્તિ.**

૫૫૨. આખો વખત જ્ઞાનમાં મસ્ત રહી તાળીઓ પાડતાં જઇને ઉંચે સ્વરે હરિના નામનું સ્મરણ કરવું જારી રાખશો તો તમારું મન તુરત જ તેનામાં એકાગ્ર થઇ જશે. જો તમો ઝાડ નીચે બેસીને તાળી પાડશો તો ઉપરની ડાળીઓપર એકત્ર થયેલાં સઘળાં પક્ષીઓ સઘળી દિશામાં ઉડી જશે; તેમ જ, જ્યારે તમો તાળી પાડીને ઉંચે સ્વરે હરિનામનું કીર્તન કરશો ત્યારે તમારા મનમાંથી સઘળા કુવિચારો નાસી જશે.

૫૫૩. જેમ એક ધનુર્ધારી પ્રથમમાં મોટી અને વિસ્તારવાળી વસ્તુઓપર નિશાન તાકતાં શિખે છે અને તેમાં જેમ વધુ કુશળ થાય છે, તેમ નિશાનપર આંકેલાં નાનાં નાનાં ચિહ્નો ઉપર બાણ ફેંકવાનું એને ઘણું સરળ થઇ પડે છે; તેમ જ જ્યારે મનને પ્રતિમા ઉપર સ્થિર થવાનો અભ્યાસ પડે છે ત્યાર પછી તે મનને નિરાકાર ઉપર સ્થિર થવાનું ઘણું સરળ થઇ પડે છે.

૫૫૪. નાના સુંદર મરોડદાર અક્ષરો લખતાં આવડે, તે પૂર્વે

બાળક પ્રથમ મોટા મોટા અક્ષરો ચિતરીને લખવાની કળા શિખવાની શરુવાત કરે છે; તેમ જ આપણે પણ પ્રતિમા ઉપર પ્રથમ મન લગાડી ધ્યાન ધરવાની શક્તિ મેળવવી જોઇએ અને જ્યારે તેમાં આપણને સિદ્ધિ પ્રાપ્ત થયેલી હોય છે ત્યારે આપણે સહેલાઇથી નિરાકાર ઉપર મનને સ્થિર કરી શકીશું.

૫૫૫. મનને એકાગ્ર કરવાને માટે મીણબત્તિના દીપકનું નિરીક્ષણ કરવું, એ જ સરળમાં સરળ માર્ગ છે. તેનો સર્વથી અંદર જણાતો ભૂરા રંગનો પ્રકાશ, એ 'કારણ શરીર' છે; અને તેના ઉપર મનને સ્થિર કરવાથી એકાગ્રતા, સત્વર સિદ્ધ થાય છે. આ ભૂરા પ્રકાશના પરિધાન-રૂપે જણાતો શ્વેત પ્રકાશ, એ 'સૂક્ષ્મશરીર' છે અને તેનો સર્વથી બાહેરનો રક્ત પ્રકાશ, એ 'સ્થૂલશરીર' છે.

**ધ્યાન.**

૫૫૬. આરંભમાં મનુષ્યે એકાંતસ્થાનમાં રહીને ધ્યાન ધરવાને પ્રયત્નો કરવા જોઇએ, નહિ તો ઘણાક વિષયો તેને અંતરાય કરનારા થઇ પડશે. જો આપણે દૂધ અને જળને એકઠાં કરીશું તો તે છૂટાં નહિ પડે, પણ એકરૂપ થઇ જશે; પણ જો દૂધમાંથી વલોવી કાઢેલા નવનીતને પાણીમાં નાંખશો તો તે જળ સાથે એકત્ર થવાને બદલે તેના ઉપર તર્યાં કરશે. તેમ જ કોઇ પણ સ્થળે હોવા છતાં મનુષ્ય જ્યારે અભ્યાસને લીધે ધ્યાનમાં સ્થિર થવાને શક્તિમાન્ થશે, ત્યારે તેને આસપાસના કોઇ પણ સંજોગો મુંઝાવી શકશે નહિ અને ઇશ્વર જ એક તેનું આશ્રયસ્થાન બનશે.

૫૫૭. ધ્યાન ધરતી વખતે પ્રથમાભ્યાસી પુરુષ કેટલીકવાર યોગ નિદ્રા સંજ્ઞિત લયમાં પડે છે અને તેવી વખતે તેને પરમ જ્યોતિનો સાક્ષાત્કાર થાય છે, એ નિશ્ચિત વાત છે.

૫૫૮. "ધ્યાનમાં દૃઢ થયેલાને મુક્તિ હાથમાં જ છે" એવી પુરાતન કહેણી છે. મનુષ્ય ધ્યાનમાં સંપૂર્ણ ક્યારે થાય છે, તે તમો જાણી શકો છો ? જ્યારે ધ્યાનમાં બેસતાંને વાર તેની આસપાસની હવા દૈવી

ગુણોના પ્રભાવથી વ્યાપ્ત થઇ જાય છે અને તેનો આત્મા પરમાત્મામાં લીન થઇ જાય છે ત્યારે જ.

૫૫૯. જેને ધ્યાન ધરતી વખતે બહારના કોઇ પણ પદાર્થનું ભાન રહેતું નથી, એટલે સુધી કે પક્ષીઓ જો એના કેશમાં માળો બાંધે તોપણ તેને કંઇ ખબર રહેતી નથી તો તે ધ્યાનની પરિપૂર્ણ સ્થિતિને પહોંચ્યો છે.

**સમાધિ અવસ્થા.**

૫૬૦. સમાધિની સ્થિતિએ પહોંચ્યા પછી પણ "અહં" ભાવનો નાશ કરી શકે, એવા કોઇક જ વીરલા હોય છે; સાધારણ રીતે અહંભાવ નાશ પામતો નથી. ગમે તેટલા તર્ક કરો, વિચાર કરો, પણ આ "અહં" પુનઃ પુનઃ ઉત્પન્ન થવાનો જ. આજે તમે પિપળના ઝાડને કાપશો અને આવતી કાલે જોશો તો તમને દેખાશે કે, નવા અંકુરો ફૂટેલા છે.

૫૬૧. આસુરી ગુણો અને પશુવૃત્તિવાળા મનની સાથે સતત અને દુર્જય જેવું ભારી યુદ્ધ કરીને તથા જ્ઞાન—આત્મજ્ઞાન—સિદ્ધ કરવાને મહા પ્રયાસવાન્ અભ્યાસ કરીને, તમો સમાધિ અવસ્થાને પહોંચશો તો "અહં"નો સર્વથા નાશ થઇ જશે; પરંતુ અહંભાવ એટલો ચડસીલો છે કે, તમને ત્યાં સૂધી પહોંચવા સૂધીમાં જ મહા મહા સંકટો ઉભાં કરશે અને તેથી જ તમોને જગતમાં પુનરાવૃત્તિ થયા કરે છે.

૫૬૨. પ્રશ્નઃ—સમાધિ અવસ્થામાં મન કેવી સ્થિતિમાં હોય છે?

ઉત્તરઃ—એક જીવતી માછલીને થોડો વખત પાણી બાહાર રાખ્યા પછી પાછી જળમાં મૂકીએ, ત્યારે જે આનંદ તે અનુભવે છે, તેવી આનંદની સ્થિતિમાં સમાધિ વેળાએ યોગી રહે છે.

૫૬૩. સમુદ્રમાં ડુંગરો, પહાડો, ખીણો અને ગુફાઓ છે, પણ સમુદ્રની સપાટીપરથી તે દેખાતાં નથી. તેમ જ જ્યારે સમાધિ અવસ્થામાં મનુષ્ય સચ્ચિદાનંદના સમુદ્રમાં તરે છે, ત્યારે સઘળું મનુષ્યચૈતન્ય તેનામાં અગોચર પડી રહે છે

૫૬૪. લય અને જાગૃત અવસ્થામાં થતા ફેરફારનું નામ સમાધિ છે. સમાધિમાં તમારો પ્રત્યગાત્મા પરમાત્મામાં લીન થઈ જાય છે અને તમો અભેદાનંદ અનુભવો છો, પાછા જાગો છો ત્યારે તમો તમારી "અહંતા"નો સ્વીકાર કરો છો, અને જ્યાંથી નિકળ્યા હતા ત્યાં પાછા આવો છો, એટલે કે અનુભવો છો કે, તમારો આત્મા–પરમાત્મામાંથી જ ઉદ્દ્ભવેલો છે, તથા ઈશ્વર, જીવ અને પ્રકૃતિ (માયા) એ એક જ સચ્ચિદાનંદનાં ભિન્ન ભિન્ન રૂપો છે; અને તમો જો તે ત્રિપુટીમાંના એકને પણ વળગી રહેશો તો તમને તે ત્રણેનો–ત્રણેના ઐક્યનો–અનુભવ મળશે.

૫૬૫. પ્રશ્નઃ–સાત્વિકવૃત્તિવાળો મનુષ્ય કેવી રીતે ધ્યાન ધરે છે?

ઉત્તરઃ–તે મધ્યરાત્રિના અંધકારમાં, એકાંત અવસ્થામાં, મનુષ્યદૃષ્ટિથી અગોચર એવા પોતાના શયનાસન ઉપર જ ધ્યાન ધરે છે.

૫૬૬. પ્રશ્ન–શું ભક્તને અમુક જાતનો જ પોષાક પહેરવો આવશ્યક છે?

ભક્તને શું કોઇ વિશિષ્ટ વસ્ત્રની આવશ્યકતા છે?

ઉત્તરઃ–પોતપોતાના આશ્રમને યોગ્ય વસ્ત્રો પહેરવાં, એ ઘણુંજ સારું છે, સંન્યાસીની ભગવી કફની પહેરીને, અથવા તો ભિક્ષુકનાં ડફ અને ઝાંઝરી હાથમાં રાખીને, કોઈપણ મનુષ્ય હલકાં નિર્લજ્જ અને અપવિત્ર કર્મો કરવાની કે તેવી જાતનાં નિંદ્ય ગાયનો ગાવાની હિંમત નહીં કરે! પરંતુ છેલછબીલાની માફક માથે પટીયાં પાડીને ભભકાબંધ ફેશનના પોશાકો સજીને ઉભેલા માણસના મનમાં તેવી જ જાતના ક્ષુદ્ર અને નિંદ્ય-વિચારો તથા ગાયનો ઉભરાઇ આવે, એ સ્વાભાવિક છે.

૫૬૭. પ્રશ્નઃ–યતિનાં કાષાયવસ્ત્રના પરિધાનથી શો લાભ છે? પરિધાનમાં શો ગુણ?

ઉત્તરઃ–કાષાયવસ્ત્રની સાથે પવિત્રતાનો સમવાય સંબંધ જેવો જ નિકટનો સંબંધ છે. ફાટાંતૂટાં વસ્ત્રો, જીર્ણ પાદરક્ષક વગેરે ધારણ કરવાથી

મનમાં દીનદામણાપણાનો સાહજીક વાસો થાય છે; ભપકા ભરેલી રીતે કોટ પાટલુન અને નવા રશીયન લેધરના પેટન્ટ બુટ પહેરનારના મનમાં અહંતા, ગર્વ અને અભિમાન ઘર કરે છે; કાળી કિનારનાં નવાં ઝીણાં ધોતીયાં ધારણ કરવાથી મનોવૃત્તિ સ્વાભાવિક રીતે જ પ્રીતિનું ગાન કરવા લલચાય છે. આવી જ રીતે સંન્યાસીનાં પવિત્ર કાષાય વસ્ત્રો ધારણ કરવાથી, મનમાં સ્વાભાવિક રીતે જ પવિત્ર વિચારો જન્મવા પામે છે. જો કે વસ્ત્રમાં કોઇ પણ પ્રકારનો સારો કે ખોટો ગુણ રહેલો નથી, તોપણ દરેક જાતનાં વસ્ત્રોથી ધારણ કરનારના મન ઉપર તેના સહવાસીઓના ગુણોને લીધે જૂદી જૂદી જાતના સારા કે નરસા વિચારોની અસર થાય છે.

૫૬૮. જ્યારે કોઇ માણસ કોઇ વકીલને જુએ છે ત્યારે તે સ્વાભાવિક રીતે કજીઆઓ અને દાવાઓનો વિચાર કરે છે; તેમ જ જ્યારે કોઇ ભક્તનો મેળાપ થાય છે ત્યારે સ્વાભાવિક રીતે મનુષ્યને ઇશ્વર અને મરણ પછીની સ્થિતિ સંબંધી વિચારો સ્ફુરી આવે છે.

૫૬૯. જેમ પારો લગાડેલા કાચના દર્પણમાં પોતાના મુખનું પ્રતિબિંબ જોઇ શકાય છે, તેમ જ એક જિતેંદ્રિય નૈષ્ઠિક બ્રહ્મચારીના નિર્મળ અંતઃકરણમાં સર્વ શક્તિમાનની મૂર્તિનું પ્રતિબિંબ સ્પષ્ટપણે જોઇ શકાય છે.

કૃતાત્મા.

૫૭૦ સંપૂર્ણ વિકાસને પામેલા પુષ્પના સુગંધનો વાયુ જ્યારે પ્રસાર કરે છે, કે તેના આકર્ષણથી દોરાયેલી માંખો તેના ઉપર સ્વયં આવીને બેસે છે: સ્વાદિષ્ટ પદાર્થો રાખ્યા હોય છે ત્યાં કીડીઓ સ્વયં દોરાઇ આવે છે; પણ માખીને કે કીડીને બોલાવવાને જવું પડતું નથી. તેમ જ મનુષ્ય જ્યારે સિદ્ધાવસ્થાને પહોંચે છે ત્યારે તેની પવિત્રતાની સુગંધ ચારે તરફ સ્વાભાવિક પ્રેરણાથી પ્રસરે છે અને મુમુક્ષુઓ પોતાની મેળે તેમની તરફ ખેંચાઇ આવે છે; પરંતુ પોતાના સત્ય ઉપદેશોનું શ્રવણ કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓની શોધમાં તેમને નીકળવું પડતું નથી.

માતા! હું યન્ત્ર છું, તું યન્ત્રી છે; હું જગ્યા છું, તું ભાડુત છે; હું મ્યાન છું, તું તરવાર છે; હું રથ છું, તું રથી છે; તું જેમ આજ્ઞા કરે છે તેમ હું કરૂં છું; જેમ બોલાવે છે તેમ બોલું છું; જેમ વર્તાવે છે તેમ વર્તું છું; હું નથી, હું નથી, પણ એક તું, તું ને તું જ છે."

## દાખલો લેવા જોગ કથા

૫૭૧. નાટકની રંગભૂમિપર જ્યારે કૃષ્ણાવતારનાં અનેક ચરિત્રો ભજવી બતાવવામાં આવે છે, ત્યારે તે પ્રયોગના આરંભમાં નાના પ્રકારનાં વાદ્ય વાજિંત્રો વગાડીને, "આવો આવોરે! કૃષ્ણ છેલ છબીલા," આદિ ગાયનો મધુર સ્વરે અને ઉંચ સ્વરે ગાવામાં આવે છે અને તે, સઘળો વખત, જે પુરુષ કૃષ્ણનો વેશ ધરનાર હોય છે, તે રંગભૂમિની પછવાડેની ઓરડીમાં શાંતપણે બેસીને વાતોના તડાકા મારે છે તથા બીડી ફુંક્યા કરે છે; પરંતુ આટલી ગડબડમાંની કોઇની પણ ઉપર તે ધ્યાન આપતો નથી. પરંતુ જે વેળાએ આ નાદ બંધ પડી જાય છે અને પવિત્ર દેવર્ષિ નારદ પોતાના મધુર અને કોમળ સ્વરમાં, "આવો આવોરે કૃષ્ણજી વાહાલા,"ના મધુર રાગોનો આલાપ કરતા રંગભૂમિપર પધારે છે, અને પ્રેમથી ઉભરાઇ જતાં હૃદયે શ્રીકૃષ્ણનું સ્તવન કરવા માંડે છે, ત્યારે આ વેશધારી કૃષ્ણ એકક્ષણ પણ બેદરકાર રહી શકતો નથી; પણ તુરત જ રંગભૂમિપર દોડી આવે છે. તેવી જ રીતે જ્યાંસુધી મનુષ્યો ઉપરઉપરથી માત્ર મોટા મોટા ઘાંટા પાડીને પ્રભુનું નામ રટણ કરે છે, ત્યાંસુધી પ્રભુ પધારતા નથી; પણ જ્યારે પરમાત્મા દર્શન દે છે, કે તુરત જ ભક્તનું હૃદય પ્રેમભક્તિથી એકરસ થઇ જાય છે અને તે નિરંતરને માટે મોટા મોટા ઘાંટા કાઢવા મૂકી દે છે. તેમ જ જ્યારે કોઇ ભક્ત પોતાના શુદ્ધ પ્રેમ તથા ભાવથી ઉભરાઇ જતા હૃદયે શ્રીકૃષ્ણ પરમાત્માનું નામ રટણ કરીને તેને સંબોધે છે, ત્યારે તે કદી પણ આવ્યા શિવાય રહેતો પણ નથી.

૫૭૨. કોઇ એક સ્થળને ચારે તરફથી ઉંચી દિવાલોથી ઘેરી લીધેલું હતું, અને બહારનાં મનુષ્યો જાણતાં નહોતાં કે, તે ચકરાવામાં શું છે, તથા તે કેવી જગ્યા છે. એક વખતે કોઇક ચાર મનુષ્યોએ મળી સીડી ગોઠવી, તેની દિવાલ ઉપર ચહડી માંહે શું છે, તેની તપાસ

કરવાનો દૃઢ ઠરાવ કીધો. જેવો પ્રથમ પુરુષ ઉપર પહોંચ્યો કે, એકદમ "હા, હા, હા"નો આનંદી સ્વર કરતો માંહે કૂદી પડ્યો; બીજો ચઢ્યો તે પણ એકદમ મોટેથી હસ્યો ને કૂદી પડ્યો; ત્રીજાએ પણ તેમ જ કીધું, પણ ત્રણમાંથી કોઇએ ચોથાને ન જણાવ્યું કે, તેમણે શું જોયું હતું? પછી છેવટે ચોથો ચઢ્યો અને તેણે દિવાલ ઉપરથી જોયું તો માંહે ભારી રમણીય ઉદ્યાન, સૌંદર્ય વાટિકાઓ, કુંજો તથા ફળફૂલોનાં સુંદર વૃક્ષો ઇત્યાદિ આનંદ આપનારા પદાર્થો જોયા. જો કે તેમાં કૂદી પડીને તે આનંદનો ઉપભોગ કરવાને તેને ઘણી બળવાન્ ઇચ્છા થઇ, તોપણ તે ઇચ્છાને દાબીને તે પાછો સીડીપરથી નીચે ઉતર્યો અને બહારના જનોને તેનું વર્ણન કહીને તે ઉદ્યાનના અસ્તિત્વથી જ્ઞાતા કીધા. બ્રહ્મ આવી ઘેરી લીધેલી વાટિકા જેવો છે. જેને તેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે, તે પોતાને-પોતાના અસ્તિત્વને-ભૂલી જાય છે અને અત્યાનંદમાં આવી જઇ એકદમ તેમાં લીન થવા ધસે છે ને મોક્ષને પામે છે. આ વર્ગના જીવોમાં સાધુઓ, મહાત્માઓ અને મુક્ત પુરુષોનો સમાવેશ થાય છે, પરંતુ મનુષ્યના ત્રાતાઓ તો ઉપર વર્ણવેલી ચતુર્થ વ્યક્તિના જેવા છે. તેઓ પરમાત્માના સાક્ષાત્કારને પામીને, આ સાક્ષાત્ અનુભવાનંદના ભોક્તા સ્વયં એકલા જ ન થતાં, સર્વ સૃષ્ટિને તે આનન્દના ભોક્તા બનાવવાની પૂજનીય-પરોપકારી વૃત્તિથી દોરાઇને, મોક્ષનો પ્રતિકાર કરે છે, અને સ્વેચ્છાથી પુનર્જન્મ લે છે, તથા આમ તેમ હડસેલા ખાતી મનુષ્યસૃષ્ટિને તેની પરમ ગતિને પહોંચવાનો માર્ગ શિખવે છે.

૫૭૩. કોઇએક કઠિયારો રોજ રોજ જંગલમાંથી લાકડાંની ભારી લાવીને તે વેચીને માંડમાંડ પોતાનું ગુજરાન કરતો હતો. એક સમયે તે વનમાં લાકડાં કાપતો હતો, તેવામાં ત્યાં આગળ કોઇએક સંન્યાસી આવી ચઢ્યો. તેણે કહ્યું કે, જો તે વનની અંદરના ભાગોમાં જશે તો તેને જરૂર ઘણા લાભો તેથી થશે. આ ઉપરથી તે ત્યાં ગયો તો ઘણાંક

ચન્દનનાં ઝાડ જોઇને હર્ષથી તેમાંથી બન્યા તેટલાં અને ઉંચકી શકાય તેટલાં કાષ્ઠ કાપી લાવીને બજારમાં વેચ્યાં; તેને તેના ઠીક દામ ઉપજ્યા. પછી તે વિચાર કરવા લાગ્યો કે, સંન્યાસી મહારાજે મને એમ કહ્યું નહોતું કે, અંદર ચંદન છે, પણ તેને તો માત્ર અંદરના ભાગમાં જ જવાનું કહ્યું હતું; માટે તેમના કહેવામાં કાંઇ ભેદ હોવો જોઇએ. આમ વિચાર કરી તે બીજે દિવસે ચન્દનના ઝાડ આગળ ન થોભતાં વધારે અંદર ગયો તો ત્યાં તેની નજરે ત્રાંબાની ખાણ પડી, એટલે તેમાંથી ત્રાંબું કાઢી લાવીને વેચ્યું તો તેના પણ ઘણા પૈસા મળ્યા. તેથી ત્રીજે દિવસે તે વધુ અંદર ગયો, ત્યારે તેને રૂપાની ખાણ મળી. એવી રીતે તે રોજ રોજ અગાડી જતો ગયો તો ધીમે ધીમે એક પછી એક સોનાની, હીરાની, વગેરે કિંમતી પદાર્થોની ખાણો તેની નજરે પડી ને તેમાંથી તે તે પદાર્થો લાવીને વેચતાં તે અતિશય ધનાઢ્ય થઇ ગયો. તેવી જ રીતે જે કોઇ ઈશ્વરને પામવા માંગતા હોય, તેણે કાંઇક થોડી પરમ ને દૈવી શક્તિ પ્રાપ્ત થાય કે વિરામ ન પામતાં, રોજ ને રોજ પોતાના પ્રયત્નો જો જારી રાખશે તો તેથી થોડાક સમયમાં તે ઈશ્વરની સત્ય અને નિત્ય જ્ઞાનની ખાણનો ધણી થશે.

૫૭૪. કોઈ એક માણસે કુવો ખોદવા માંડ્યો. તેણે એક જગામાં વીસ હાથ જેટલું ખોદ્યું, એટલે એક માણસે તેને આવીને કહ્યું, "ભલા ભાઇ, તું શું કામ ફોગટ મહેનત કરે છે? તને પાણીનું ઝરણ આ જગ્યાએ નહિ મળે; ગમે તેટલું ખોદશે તોપણ સુક્કી રેતી વગર તને કંઇ હાથ લાગશે નહિ." તેના આ શબ્દમાં વિશ્વાસ રાખી, એ જગ્યાએ ખોદવાનું મૂકી દઇ, તેણે બીજી જગ્યા શોધી કાઢી ત્યાં ખોદવાનું શરુ કીધું. ત્યાં પણ જેવું તેણે થોડુંક ઉંડું ખોદ્યું એટલે એક જણે આવી તેને ખાત્રીપૂર્વક કહ્યું કે, "ભાઇ, આ સ્થળે પૂર્વે એક કુવો હતો ખરો, પણ હવે તું નકામું બળ શામાટે ગુમાવે છે? આ સ્થળ હવે તો તદ્દન નિર્જળ થઇ ગયું છે. જો તું જરા દક્ષિણ બાજુએ જઇ ત્યાં ખોદશે

તો તને એક સ્વચ્છ પાણીનું ઝરણું હાથ લાગશે; માટે મારું કહ્યું માની તે જગ્યાએ ખોદ." પેલાએ તેની શિખામણ માની કામ શરુ કર્યું; પણ ત્યાં વળી એક ત્રીજા માણસે આવીને તેને ખોદતાં અટકાવ્યો. આ પ્રમાણે તેને જે જે જગ્યાઓ પાણી માટે પસંદ કરી ખોદવા માંડી હતી, તે તે સર્વ સ્થળે કંઇ ને કંઇ વિઘ્ન આવવાથી તેને કામ કરવાનું છોડી દેવું પડયું હતું, અને તેપરથી આખરે તેણે કંટાળીને કુવો ખોદવાનું માંડી વાળ્યું. આવી જ સ્થિતિ જે મનુષ્યો ધર્મના માર્ગમાં મૂર્ખા ઉપદેશકોની શિખામણો માની વારંવાર પોતાના ધર્મ સંબંધી વિચારો ફેરવે છે, તેના સંબંધમાં પણ બને છે. તેઓ એક વખત એકને ગુરુ કરે છે, પણ પોતાના વિચારમાં અને ગુરુના વાકયમાં શ્રદ્ધા નહિ રાખવાથી અને અચ્યુત પદ મેળવવાના માર્ગમાં આવતાં કષ્ટો, કસોટીઓ, લલચામણોની સામે થવાનું પોતાનામાં પૂરતું બળ નહિ હોવાથી, તેઓ પ્રથમના ગુરુને છોડી દઇ, બીજાનો ઉપદેશ ગ્રહણ કરવાનું શરુ કરે છે; વળી તેને પણ છોડી દઇ ત્રીજાને પકડે છે અને આખરે તેઓ કાં તો નાસ્તિક બની જાય છે, અથવા તો ધર્મ સંબંધી એવા વિચાર બાંધી બેસે છે કે, જેમાં કંઇ ઢંગ ધડો હોતો નથી અને તેની માન્યતા પ્રમાણે તેને મુક્તિ મળવી પણ અશકય થઇ પડે છે. જો પેલા કુવા ખોદનારે ત્રણ વખત મળીને સો હાથ ખોદ્યું, તેના કરતાં ખંત અને વિશ્વાસ રાખી ધીરજથી એક જ સ્થળે તેટલું ખોદ્યું હોત તો તેને પાણીના ઝરાઓ જરૂર હાથ લાગ્યા હોત જ. માટે કોઇ પણ પ્રકારની શંકા રાખ્યા વગર જે કોઇ ધર્મના માર્ગમાં માત્ર એક જ સદ્દગુરુના વચનપર આસ્થા રાખી ધીરજથી વર્તશે, તે કદી પણ પોતાના ઇષ્ટને પામ્યા વગર રહેશે નહિ.

૫૭૫. કોઇક શિષ્યને નદી ઉતરવાને માટે તેના ગુરુએ એક તાવિજ આપ્યું અને કહ્યું કે "આ તાવિજની મદદથી તું નદી ઉતરી શકશે." તે લઇને તે શિષ્ય નદીના પાણીપરથી ચાલવા લાગ્યો, પણ અધવચે પહોંચતાં જ તેના મનમાં કુતૂહલતા ઉત્પન્ન થઇ કે, એવું તે આ તાવિ-

જમાં શું છે કે, જેથી હું નદીપરથી ચાલી જઇ શકું છું! તેણે તે ઉઘાડ્યું ને જોયું તો અંદર એક કાગળના ટુકડાપર 'રામ'નું પવિત્ર નામ લખેલું હતું. આથી તે મનમાં દુઃખાયો ને બોલ્યો કે, "શું, આ જ ગુપ્ત મંત્ર કે?" આટલું બોલતાંને વાર જ તે નદીમાં ડુબી ગયો. પ્રભુના નામપરનો અચળ વિશ્વાસ અનેક અદ્ભુત કાર્યો કરી શકે છે અને તેથી જ કહ્યું છે કે, 'શ્રદ્ધા એ જીવતર છે ને શંકા એ મૃત્યુ છે.'

૫૭૬. લંકામાં પહોંચતાં અગાઉ શ્રીરામચંદ્ર ભગવાનને સેતુ બાંધવો પડ્યો હતો; પરંતુ ખરા શ્રદ્ધાવાળા હનૂમાનજી—રામપરની પોતાની શ્રદ્ધાને લીધે—એક જ કૂદકામાં તે જ સમુદ્રનું ઉલ્લંઘન કરી ગયા હતા. આવી રીતે માત્ર શ્રદ્ધાને જ લીધે સેવકે સ્વામી કરતાં વધુ પરાક્રમ કીધું હતું.

૫૭૭. ગુરુની અપ્રતિહત શક્તિમાં વિશ્વાસવાળો શિષ્ય તેનું નામ માત્ર જ ઉચ્ચારીને નદીના પ્રવાહ ઉપરથી ચાલી ગયો. આ જોઇને ગુરુએ પોતાના મનમાં વિચાર કીધો, "ઓહો! મારા નામમાં પણ શું આટલો બધો પ્રતાપ છે! બેશક મારી પોતાની શક્તિ ઘણી જ છે ને હું ઘણો જ મોટો છું!" બીજે દિવસે તેણે "અહં—અહં—અહં" કરતાં નદીપરથી ચાલી જવા માંડ્યું; પણ જેવો તેણે નદીના પાણીપર પગ મુકયો કે, તુરત જ તે ડૂબી ગયો. શ્રદ્ધા આશ્ચર્યકારક પરચાઓ કરી શકે છે, પણ અહંકાર અને ગર્વ એ મનુષ્યના કાળ છે.

૫૭૮. કોઇ એક ગોવાલણી નદીની સામે કાંઠે રહેતા એક બ્રાહ્મણ ગોરને ત્યાં રોજ દૂધ આપવા જતી હતી, પરંતુ નાવવાળાની અનિયમિતતાને લીધે તે રોજ ને રોજ વખતસર આપી શકતી નહોતી. એક વેળાએ તે ગોરે, તેને તેની આવી અનિયમિતતાને માટે ઠપકો આપ્યો ત્યારે તે દીન બાળાએ કહ્યું, "મહારાજ! હું શું કરું? હું તો ઘેરથી ઘણીએ વહેલી નીકળું છું, પરંતુ હોડીની તથા ઉતારુઓની રાહ જોતાં વિલંબ થાય છે." તે બ્રાહ્મણે કહ્યું, "બાળે! મનુષ્યો પરમેશ્વરનું નામ લેવાથી સંસારસમુદ્રને તરી જાય છે અને તું આટલી ન્હાની નદી પણ તરી શકતી નથી એ

શું ?" નદી ઉતરવાનો આવો સરળ અને ખર્ચ વિનાનો રસ્તો જોઇને, તે ભોળી મહિયારી બહુ જ હરખાઈ ગઇ અને બીજા દિવસથી વખતસર દૂધ પહોંચાડવા લાગી. કેટલાક દિવસને અંતરે તે બ્રાહ્મણે પુનઃ તે બાળાને પૂછ્યું, "હવે તને કેમ કોઇ વખતે વિલંબ થતો નથી?" તે નિર્દોષ બાળાએ ઉત્તર આપ્યો; "મહારાજ! આપના કહ્યા પ્રમાણે હવે હું રોજ પ્રભુનું નામ લેઇને નદી ઉતરી આવતી હોવાથી મારે નાવ માટે થોભવું પડતું નથી." આ વાત માનવામાં ન આવતાં તે બ્રાહ્મણે કહ્યું; "તું નદી કેવી રીતે ઉતરે છે તે મને દેખાડીશ?" તે મહિયારી તેને લઇને આવી ને નદીના જળ ઉપર ઇશ્વરનું નામ લઈ ચાલવા લાગી. પાછળ ફરીને જોતાં તેણે ગોર મહારાજની દુઃખી અવસ્થા દીઠી અને કહ્યું; "મહારાજ! તમો જિહ્વાથી તો મહાપ્રભુનું નામ લ્યો છો ને વળી હાથેથી કપડાં પલળે નહિ, માટે ઉંચાં પણ પકડો છો એ શું વારુ? અહો! તમને મારા નાથપર પૂર્ણ વિશ્વાસ નથી." પરમાત્માની ઇચ્છાને આધીન રહેવું અને તેના ઉપર સંપૂર્ણ શ્રદ્ધાયુક્ત વિશ્વાસ રાખવો, એ જ સઘળા દૈવી ચમત્કારનું મૂળ કારણ છે.

૫૭૯. એક પિતા પોતાના બે ન્હાના બાળકોને લઇને ખેતરમાંથી જતો હતો. એક તેની આંગળીએ વળગીને ચાલતો હતો અને બીજાને તેણે હાથ ઉપર લીધેલો હતો. રસ્તામાં જતાં તેમણે એક પતંગ ઉડતો દીઠો. આંગળીએ વળગેલા બાળકે હાથ મૂકી દઇને બે હાથે તાળીઓ પાડી આનંદથી કહ્યું; "બાપા! બાપા! આ પતંગ આવ્યો." પરંતુ તેમ કરવા જતાં પોતાના બાપનો હાથ મૂકી દીધેલો હોવાથી તે પત્થરમાં અથડાયો અને વાગ્યું. બીજો જે હાથ ઉપર હતો, તેણે પણ ગેલમાં આવી જઇને તાળીઓ પાડી, પરંતુ તે બાપના હાથ ઉપર બેઠેલો હોવાથી તેને કાંઈ પણ ઇજા થઇ નહિ, સ્વબળથી મોક્ષને અર્થે મન્થન કરનારા પુરુષો આંગળીએ વળગેલા બાળક જેવા છે, જ્યારે ઇશ્વરેચ્છાને આધીન વર્તનારા સંપૂર્ણ શ્રદ્ધાવાન્ જનો, હાથમાં લીધેલા બાળક જેવા છે.

૫૮૦. કોઇ બે પુરુષો એક બગીચામાં ગયા. તેમાંનો એક દુનિયા-ડાહ્યો તો, તેમાં કેટલા આંબા છે, તેપર કેટલી કરી છે તથા તેની શું કીંમત છે, વગેરે ગણીને આખા બગીચાની કીંમત આંકવા મંડ્યો. પણ બીજાએ તેના ધણી સાથે મળીને ઓળખ કરી, પછી તેની રજા લઇને ગુપચુપ એક આંબા નીચે જઇને કેરી તોડીને ખાવા માંડી. આ બેમાં ડાહ્યો પુરુષ કોણ? કેરી ખાધેથી તો ભુખ ટળશે, જ્યારે ખાલી પાતરાં વગેરે ગણીને ફોગટની ગણત્રી કરવામાં શો લાભ? તેમ જ બુદ્ધિના અહંકારવાળો 'વિશ્વનું કારણ અને પ્રયોજન' શોધવાના વ્યર્થ કામમાં મંડ્યો રહે છે; જ્યારે ડાહ્યો, પણ નમ્રતાવાળો, કર્ત્તાને શોધી ક્હાડીને, આ વિશ્વમાં સર્વેથી પરમ એવા પરમાનંદનો લ્હાવો લે છે.

૫૮૧. પોતાના પ્રિય શિષ્યોમાંના એકને સંબોધીને પરમહંસદેવે કહ્યું; "જ્યારે એક મ્હોટા વાસણમાં મધ મૂક્યું હોય છે, ત્યારે મક્ષિ-કાઓ ચારે દિશામાંથી ઉડી આવીને તેનો આસ્વાદ લેવા મંડે છે; તેમાંની કેટલીક તો કોર ઉપર બેસીને તેનો સ્વાદ લે છે ને કેટલીક તો તેમાં પડીને તેમાં લોટે છે. તેવી જ રીતે, હે બાળક! તું શું કરીશ તે કહે. સચ્ચિદાનંદરૂપી પરમામૃતમય દૈવી સમુદ્રને પામીને તું તેના કિનારા ઉપરથી તેનો આનંદ અનુભવી પાછો આવીશ, કે તું તેનો સ્વાદ લેઇને તેમાં એકદમ ડૂબકી મારીને તેમાં ડૂબી જઇશ?"

શિષ્યે કહ્યું; "હું કિનારાપરથી આનંદ ભોગવીને પાછો ઉડી જઇશ ને જીવીશ, પણ તેમાં ડૂબકી મારીને મરીશ નહિ."

ગુરુ દેવે કહ્યું; "મૂર્ખ! શું અમૃતના સમુદ્રમાં ડૂબેલા પુરુષને માથે મરણ હોય છે ખરું? તે મરતો નથી, પણ અમર થઇ જાય છે."

૫૮૨. ગુરુના ઉપદેશથી જાગૃત થયેલા શ્રીરામે સંસારનો ત્યાગ કરવાનો નિશ્ચય કીધો હતો, તે વખતે તેમના પિતા દશરથ મહારાજે તેમને ઉપદેશવાને માટે વસિષ્ઠજીને મોકલ્યા. ગુરુ મહારાજે રામચંદ્રના

હૃદયમાં તીવ્રતમ વૈરાગ્યનો ઉદય થયેલો જોઇને કહ્યું; "વત્સ રામભદ્ર ! તું વિરક્ત બનવા પૂર્વે મારી આટલી વાત સાંભળીને તેનું ઉત્તર આપી દે. હું પૂછું છું કે, શું પરમાત્મા જગતથી ભિન્ન છે? જો તેમ હોય તો તું ખુશીથી સંન્યસ્ત સ્વીકાર." આ વાકય ઉપર મનન કરવાથી રામચંદ્રજીએ જોયું કે, ઇશ્વર જ પોતે જીવાત્મા અને પ્રકૃતિ (જગત) રૂપે થયેલા છે; તેનામાં જ યત્કિંચિત્ સર્વનો ઉદ્ભવ અને વાસ છે અને તેથી તે પછી તેઓએ તે વિચાર ત્યજી દીધો.

૫૮૩. જ્યારે એમ કહેવામાં આવ્યું કે, એક ગૃહસ્થ કુટુંબમાં રહીને પણ તેથી વિરક્ત રહી શકે છે, અને તે સંસારથી અપવિત્ર થયા વગર રહી શકે છે, ત્યારે તેની સામે નીચેનું ઉદાહરણ આપવામાં આવ્યું હતું.

એક ગરીબ બ્રાહ્મણ, કોઈ એક ગૃહસ્થ જે ગૃહકુટુંબના ખટલાથી વેગળો જ રહેતો હતો, તેની પાસે કાંઇક પૈસા માંગવા આવ્યો.

જ્યારે તે માંગણે પૈસાની યાચના કીધી ત્યારે તે ગૃહસ્થે જવાબ આપ્યો–'મહારાજ હું પૈસાને અડકતો નથી અને તેથી તમો તમારો વખત વ્યર્થ કાં ગુમાવો છો?' તે છતાં પણ બ્રાહ્મણ ત્યાંથી ગયો નહીં. આખરે તેના વારંવારના કાલાવાલાની માંગણીથી કંટાળી, અને તેને એક રૂપિયો આપવાનો વિચાર કરી કહ્યું–'મહારાજ; કાલે આવજો ને મારાથી શું બનશે તે જોઇશ.' પછી તે, ગૃહમાં પોતાની પત્ની, જે તેના ત્યાગ પછી સર્વ કાર્યનો બંદોબસ્ત રાખતી હતી, તેની પાસે ગયો અને કહ્યું–'પ્રિયે, એક ગરીબ બ્રાહ્મણ મોટી વિપત્તિમાં આવી પડ્યો છે અને મારી પાસેથી કાંઇ પણ મેળવવાની આશા રાખે છે. મેં તેને એક રૂપિયો આપવાનો નિશ્ચય કીધો છે, તે વિષે તમારો શો વિચાર છે?'

રૂપિયાનું નામ સાંભળીને છણકો કરી તે બાઇ બોલી–'આહા ! કેવા ઉદાર પુરુષ! રૂપિયા એ કાંઇ પથ્થર કે પાંદડાં મુજબ વગર વિચારે ફેંકી દેવાના નથી.'

'નહીં, નહીં, પ્રિયે!'–તેણે નમ્ર સ્વરે કહ્યું, 'તે બહુ ગરીબ છે ને આપણે એક રૂપિયાથી ઓછું આપવું નહીં જ જોઇએ.'

'નહીં!' તેણીએ તોરમાં જવાબ દીધો–'હું રૂપિયો બુપિયો આપી શકતી નથી, ને તે મારી પાસે નથી. આ બે આની લ્યો ને આપવી હોય તો આપો.'

તે માણુસ સંસારી ઉપાધિથી દૂર રહેલો હતો, એટલે તેનો બીજો કાંઇ પણ ઉપાય જ નહોતો અને તેથી તેણીએ જે આપ્યું તે જ લીધું. બીજે દિવસે તે ભિક્ષુક આવ્યો ને જે બે આના મળ્યા તેપર સંતોષ લીધો. બંધન રહિત થયેલા આવા ગૃહસ્થો, ખરું જોતાં તો પોતાની સ્ત્રીની જ સલાહે ચાલનાર સ્ત્રીવશ ગૌવા જેવા છે અને તેથી કરીને મનુષ્ય–જીંદગીના ઘણા નિર્જીવ નમુના છે.

૫૮૪. કોઇ એક ઇશ્વિરી પ્રેમનો મસ્ત સાધુ ફરતો ફરતો એક વેળાએ રાણી રાસમણિના કાલિકા મંદિર આગળ કે જ્યાં રામકૃષ્ણ રહેતા હતા ત્યાં આવ્યો. એક દિવસે તે સાધુને કંઇ અન્ન મળ્યું નહિ, અને જો કે એને ભૂખ લાગી હતી તો પણ કોઇની પાસે યાચના કરી નહિ; પણ ભોગનો પ્રસાદ એક કુતરાને કેળની પત્રાળીમાંથી લેતાં જોઇને તેની પાસે ગયો તથા તેને આલિંગન કરીને બોલ્યો, "ભાઇ! મને ભાગ આપ્યા શિવાય એકલો ખાય છે તે શું ઠીક કહેવાય?" અને આમ કહેતાંને વાર કુતરા સાથે ખાવા મંડી પડ્યો. લોકોએ તેને ગાંડો જાણ્યો, પણ જ્યારે તે જ સાધુ મંદિરના પરથારપર ઉભો રહીને કાલિકાની સ્તુતિનાં પદ્યો ગાવા લાગ્યો, ત્યારે તેની ભક્તિના પ્રભાવથી દેવાલય કંપવા લાગ્યું. આ પ્રમાણે તે પોતાની પ્રાર્થના પૂર્ણ કરીને જ્યારે ચાલ્યો જતો હતો ત્યારે ભગવાન્ રામકૃષ્ણે પોતાના ભત્રીજા હરિદેવ મુકરજીને કહ્યું કે;–"આ માણુસની પાછળ પાછળ જા અને તે શું કહે છે તે મને કહે." હરિદેવ તેની પાછળ થોડે સુધી ગયો કે તે સાધુએ ફરીને પૂછ્યું કે;–"શા માટે તું મારી પાછળ આવે છે?"

હરિદેવે ઉત્તર આપ્યો કે;–"કૃપા કરીને મને કંઇ શિખામણ આપો." સાધુએ પ્રત્યુત્તર આપ્યો કે;–"જ્યારે આ ખાબોચીઆનું ગંદુ પાણી તથા પેલી પુણ્યવતી ગંગાજીનું પાણી તારી દૃષ્ટિમાં સમાન દેખાશે અને વાંસળીનો મધુરો સ્વર તથા મનુષ્યના સમૂહના કોલાહલમાં કંઇ અંતર તારા કર્ણને નહિ જણાશે, ત્યારે તને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થશે."

જ્યારે હરિદેવ પાછો આવ્યો અને ભગવાન્ રામકૃષ્ણને સર્વ વાત નિવેદન કરી ત્યારે તેણે કહ્યું કે:–"બ્રહ્મજ્ઞાનના પરિણામરૂપ પરમાનંદના ઉંચા શિખરે તે માણસ પૂગેલો છે."

ખરા સાધુઓ બાળકની અથવા ગાંડાની માફક મેલાં ચીથરેહાલ કપડાંમાં, રસ્તે રસ્તે ગમે તેવા વેષે રખડતા ફરે છે ( અને તેને કોઇક જ જાણે છે).

૫૮૫. કોઇ એક વખતે એક મહાત્મા સાધુ બહુ જ ગીચ મહોલ્લામાંથી જતો હતો; તેવામાં કર્મસંજોગે તેનાથી એક પાપી પુરુષના પગનો અંગુઠો કચડાયો. તેપરથી ગુસ્સે થઇ જઇને પેલા પાપીએ તે મહાત્માને નિર્દયપણે બેભાન થઇ જાય ત્યાં સુધી માર માર્યો. તેના શિષ્યોએ તેને શુદ્ધિમાં લાવવા ઘણી મહેનત કરી અને ઘણા પ્રકારના મહાપ્રયત્નો કીધા અને તેઓએ જ્યારે તેને કાંઇક શુદ્ધિમાં આવતા જોયા ત્યારે એકે પૂછ્યું, "મહારાજ ! આપની સેવા કરનારને આપ ઓળખી શકો છો?" તે મહાત્મા પુરુષે પ્રત્યુત્તર આપ્યું કે, "જેણે મને માર્યો તે જ !" ખરા સાધુને મિત્ર અને શત્રુ વચ્ચે ભેદબુદ્ધિ હોતી નથી.

૫૮૬ એક અવધૂતે એક ખેતરમાંથી શરણાઇ અને ત્રાંસા વગાડતું. અને વાજતે ગાજતે ભપકાબંધ પસાર થતું એક વરરાજાનું સામૈયું જોયું અને તે જ ક્ષણે તે રસ્તાની નજીકના એક ખેતરમાં તેણે એક શિકારીને એક પક્ષીપર પોતાનું નિશાન તાકતાં જોયો. તે પોતાના કામમાં એટલો તો એક લીન થઇ ગયો હતો કે,

તેણે આ વરઘોડાના અવાજ તરફ જરા પણ લક્ષ આપ્યું નહીં. આ પરથી તે અવધૂતે તે શિકારીને નમસ્કાર કીધા અને બોલ્યો કે, "કૃપાનાથ! આજે તમો મારા ગુરુ થયા છો. જેવી રીતે તમારું મન પેલા પક્ષીમાં એક તાર થઇ ગયું હતું, તેમ જ જ્યારે હું ધ્યાનમાં બેસું ત્યારે મારું મન ઈશ્વર સાથે એક તાર થજો."

૫૮૭. એક માછીમાર જાળ નાંખીને તળાવના કિનારાપર બેઠો હતો, તેટલામાં તે અવધૂતે આવીને પૂછ્યું–'ભાઇ, અમૂક ગામ જવાનો રસ્તો કયો?' તે વખતે જાળની અંદર માછલીને ચળકતી જોઇને, તેમાં માછલી આવે છે એમ જાણી, તે માછીનું સઘળું ધ્યાન જાળમાં રોકાયલું હતું અને તેથી કાંઇ પણ જવાબ આપ્યો નહીં. પણ જાળ સંકેલી લીધા પછી તેણે અવધૂતને પૂછ્યું કે–'મહારાજ, આપે શું કહ્યું?' અવધૂતે નમસ્કાર કરીને કહ્યું–'ભાઇ, તમો મારા ગુરુ થયા. જ્યારે જ્યારે પણ હું પરમાત્માનું ધ્યાન કરવા બેસું; ત્યારે ત્યારે મને તમારી માફક વર્તવા દ્યો, કે જ્યાં સૂધી મારું ધ્યાન પૂર્ણ ન થાય ત્યાં સૂધી હું બીજા કાર્યમાં લક્ષ આપીશ નહિ."

૫૮૮. એક બગલો માછલી પકડવાને ધીરે ધીરે ચાલતો હતો તે સમયે એક શિકારી તેની પછવાડે નિશાન તાકીને આવતો હતો, તેનું તેને બીલકૂલ ભાન નહોતું. તે અવધૂતે (દત્તાત્રેયે) તે બગલાને પ્રણામ કરીને કહ્યું કે–'ઓ બગલા, હું જ્યારે પણ ધ્યાનમાં બેસીશ ત્યારે તારી માફક જ વરતીશ તથા મારી પછવાડે શું થાય છે, તેપર બીલકૂલ લક્ષ આપીશ નહિ."

૫૮૯. એક સમડી ચાંચમાં માછલી લઇને ઉડતી હતી, તેટલામાં તેની પછવાડે અનેક કાગડાઓ અને સમડાઓ, ટોળાંબંધ થઇને, ચીંચીયારી નાંખતાં તથા ચાંચો મારતાં, ઉડતાં ઉડતાં આવ્યાં અને તેની ચાંચમાંથી તે મત્સ્ય છીનવી લેવાને તાણાતાણ કરવા લાગ્યાં. તે સમડી જે દિશામાં ઉડતી હતી, ત્યાં આ ટોળું તેની પછવાડે જ

ચાંચીઆરી નાંખતું અને કાકા કરતું જતું હતું. આથી કંટાળી જઇને સમડીએ તે મત્સ્યને નાંખી દીધું કે, બીજી સમડીએ તે પકડી લીધું. હવે સર્વે કાગડાઓ અને સમડાઓએ તે બીજી સમડીની પુંઠ પકડી ને પ્રથમની સમડીને કોઇએ છેડી નહીં. તે તો એક ઝાડની ડાળીપર જઇ નિરાંત જીવે બેઠી. તે પક્ષીની આવી શાંત અને નિર્વિકાર સ્થિતિ જોઇને તે અવધૂતે પ્રણામ સાથે કહ્યું,–"ઓ સમડી, તું મારો ગુરુ થઇ છે. કારણ તેં મને આજે શિખવ્યું છે કે જ્યાં સૂધી મનુષ્ય આ સંસારમાં કામનારૂપી ભાર વહ્યા કરશે અને તેનો ત્યાગ નહીં કરશે, ત્યાં સૂધી તે કદી પણ શાંત અને સ્વસ્થ થઇને વિરામ પામી શકનાર નથી."

૫૯૦. એવું કહેવામાં આવે છે કે, જો કોઇ મનુષ્ય તાંત્રિક પ્રયોગથી ઇષ્ટનાં દર્શન કરવા ઇચ્છે છે, તો એક તુરતના મૃત્યુ પામેલા મનુષ્યના શબ ઉપર પોતાની પાસે ખાવાના અને પીવાના પદાર્થો તેમ જ મદિરા લઇને બેસે છે. જો તેની ક્રિયા ચાલતી હોય, તેવામાં તે શબ એકાએક (થોડા વખત માટે જ) ચલનવલન કરી જીવતું થયું જણાય તો તે પત્થરની છાતીના મનુષ્યે તુરત જ તેના ઉઘાડા મુખમાં પાસે રાખેલો ખોરાક તથા મદિરા રેડી દેવાં જોઇએ, અને તેવી રીતે તે દેહના તે ક્ષણને માટે અધિષ્ઠિત બનેલા ક્ષણિક સ્વામીને સંતોષવો જોઇએ. જો તે તેમ નહિ કરશે તો તે પ્રેતાત્મા ગડબડ મચાવી મૂકીને, તેની સાધનામાં ભંગાણ પાડશે અને તેને ઇષ્ટનાં દર્શન થશે નહિ. આવી જ રીતે ઓ મનુષ્ય! જો તું જગતરૂપી શવના મધ્યમાં રહીને મોક્ષને પામવા ઇચ્છતો હોય તો પ્રથમથી તારા ઉપર દબાણ ચલાવનારી પ્રત્યેક વ્યાવહારિક કામનાઓ અને લાલસાઓને શાંત કરવાને અવશ્યનાં સાધનો તું પ્રાપ્ત કર, નહિ તો સાંસારિક ચિંતાઓ અને દુગ્ધાઓથી તારા ધ્યાનમાં ભંગાણ પડશે અને તારા સર્વ પ્રયત્નો નિષ્ફળ જશે.

૫૯૧. મગરને જળની સપાટી ઉપર તરવાનું ઘણું પ્રિય હોય છે, પરન્તુ જેવો તે પાણીથી ઉપર આવે છે કે, શિકારીઓ તેનું નિશાન

બનાવે છે. આ કારણને લીધે તેને પાણીની અંદર જ રહેવાની ફરજ પડે છે, પણ સપાટી ઉપર તેનાથી આવી શકાતું નથી. તેમ હોવા છતાં પણ જ્યારે તેને તક મળે છે કે તે સુસવાટ કરતો ઉપર આવીને આનંદથી તરવા માંડે છે. જગતની જાળમાં ગુંચવાયેલા ઓ માનવી! તારી પણ તેવી જ સ્થિતિ છે. તું પણ આનંદના સમુદ્રમાં તરવાની ઇચ્છા રાખે છે, પરંતુ તારા કુટુંબીઓના દીલને પીગળાવનારી આજીજીઓ તને તેમ કરતાં અટકાવે છે, તથાપિ ધીરજવાન્ થઇને જ્યારે પણ તને વખત મળે કે તુરત જ તું તારા પ્રભુને શુદ્ધ ભાવથી સંભારજે. એકાગ્ર થઇને તેને વિનવજે અને તારું સર્વ દુઃખ તેને સંભળાવજે. તે દયાળુ પિતા અનુકૂળ સમયે જરૂર તારી વારે આવી તને છોડાવશે અને આનંદના સાગરની સપાટી ઉપર નિશ્ચિતપણે તરવાની શક્તિ આપશે.

૫૯૨. પોતાના સ્વામીના ઘરને ઉદ્દેશી દાસી કહે છે કે, "આ અમારું ઘર છે!" પરંતુ તે સર્વ કાળ તેના મનમાં તેણી જાણે છે કે, તે તેનું પોતાનું નથી, પોતાનું ઘર તો દૂરના કોઇ ગામડામાં છે. આ સઘળો વખત તેણીના વિચારો પણ સર્વ તે જ દિશામાં વળેલા હોય છે. વળી પોતાના શેઠના છોકરાને સંબોધીને તેણી કહે છે કે, "મારો હરિ હવે બહુ તોફાની થયો છે; મારા હરિને આ ખાવાનું બહુજ ભાવે છે:" વગેરે; પરંતુ તેના મનમાં તે યથાર્થ જાણે છે કે, હરિ તેનો છોકરો નથી. જેઓ મારી પાસે આવે છે, તેમને હું આ દાસીના જેવી જ નિઃસ્નેહી જીન્દગી ગાળવાને કહું છું. હું તેમને જગતમાં નિર્લેપપણે રહેવાને કહું છું. જગતમાં રહો, પણ જગતના ના બનો અને તેમના મનને સતત ઇશ્વરચરણમાં–જ્યાંથી સર્વ આવેલા છીએ તે મહાન મંદિર તરફ વળેલું રાખવાને જ ઉપદેશું છું. હું તેમને ભક્તિને માટે યાચના કરવા કહું છું.

૫૯૩. કોઇ એક વિદ્વાન્ બ્રાહ્મણ એક રાજાને ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો–'મહારાજ! મને ધર્મનાં પુસ્તકોનું ઘણું સારું જ્ઞાન છે અને તેથી તમને શ્રીમદ્‌ભાગવતનું પવિત્ર પુસ્તક સંભળાવવાની ઇચ્છા રાખું છું.'

રાજા તેના કરતાં ઘણો બુદ્ધિમાન્ હતો અને તેથી જાણતો હતો કે જેને ભાગવતનું યથાર્થ જ્ઞાન થયું હોય, તે રાજાની દરબારમાં મળતાં માન અને ધનની તૃષ્ણા રાખવા કરતાં, પોતાના આત્માનું સ્વરૂપ જાણવા માટે વધુ ઉત્કંઠા રાખે છે: તેથી તે બોલ્યો–'હે બ્રહ્મદેવ! મને લાગે છે કે, આપે તે પુસ્તકનો પરિપૂર્ણ અભ્યાસ કીધો નથી; માટે આપ તે બરોબર શિખીને આવો, તો હું જરૂર આપનો શિષ્ય થઇશ.' બ્રાહ્મણ ત્યાંથી ઘેર જવા નિકળ્યો અને માર્ગમાં વિચાર કરવા લાગ્યો કે–'આટલાં આટલાં વરસો થયાં હું એ ગ્રંથ વાંચું છું, છતાં પણ હું તે પૂર્ણપણે જાણતો નથી, એ રાજાનું બોલવું કેવું મૂર્ખતાભરેલું છે!' તે છતાં પણ તેણે તે ગ્રંથનું પુનરાવર્તન કીધું અને પુનઃ તે રાજદરબારમાં આવ્યો. પણ તુરત જ રાજાએ તેને પ્રથમ જેવું જ ઉત્તર આપી પાછો વાળ્યો. આથી તે બ્રાહ્મણનું મન ઘણું દુઃખાયું; પણ રાજાના કહેવામાં કાંઇ પણ ગુહ્યાર્થ હશે, એમ વિચારી તે ઘેર પાછો આવ્યો અને એકાંત ઓરડીમાં વાસ કરીને, અતિશય ધ્યાન દઇને તે પુસ્તકના પુનરાવલોકનનો પ્રારંભ કીધો! કાળાંતરે આ વારંવારના વાંચનથી તે પુસ્તકનાં રહસ્યો પ્રગટ થતાં, બુદ્ધિમાં નવીન જ્ઞાનનો તેની આવરણમય દૃષ્ટિમાં પ્રકાશ પડવા લાગ્યો. તેને માન અને ધન, રાજા અને રાજ્ય દરબાર, કીર્તિ અને મોટાઇના વિચારો તુચ્છ અને પરપોટા જેવા દીસવા લાગ્યા. તે દિવસથી તે ઇશ્વરારાધન કરીને જ, પોતાના આત્માનું શ્રેય કરવા પાછળ મંડ્યો અને રાજ્યદરબારમાં પાછો ગયો જ નહીં. થોડાંક વરસો પછી રાજાને તે બ્રાહ્મણનું સ્મરણ થઇ આવ્યું અને તેથી તે તેની તપાસ કરવાને જાતે તેને ઘેર ગયો. ત્યાં તે બ્રાહ્મણને ઇશ્વરસંબંધી જ્ઞાન અને તજ્જન્ય પ્રેમથી ભરપૂર અને આનંદિત થયેલો જોઇ, તે દંડવત્ કરવા લાગ્યો અને બોલ્યો કે–'હું જોઉં છું કે, હવે આપને ધર્મગ્રંથનું સત્ય રહસ્ય સમજાયું છે અને હવે આપ કૃપા કરીને મને આપનો શિષ્ય બનાવો. હું આપનો શિષ્ય થવાને તૈયાર છું.'

૫૯૪. એક પ્રેમી ભક્ત અને એક જ્ઞાની ભક્ત કોઇ એક વખતે વગડામાંથી સાથે જતા હતા. માર્ગમાં એક વ્યાઘ્ર તેમણે દૂરથી જોયો. તે જોઇને જ્ઞાનીએ કહ્યું કે, "આપણે નાસી જવાનું કશું કારણ નથી; સર્વ શક્તિમાન્ પ્રભુ આપણું રક્ષણ કરશે." ત્યારે પ્રેમીએ કહ્યું કે, "ના, ના, ચાલો આપણે નાસી જઇએ; કારણ કે જે કામ આપણાથી સહેલથી થઇ શકે છે, તેમાં ઇશ્વરને વગર કારણે શ્રમ શું કરવા આપવો?"

૫૯૫. આષાઢ મહીનાની એક સાંઝે એક બકરીનું બચ્ચું પોતાની માના આગળ ગેલ કરતું હતું. આનંદના જુસ્સામાં આવી જઇને તેણે કહ્યું-'મા! મા! રાસલીલાના ઉત્સવ વખતે જ્યારે પુષ્કળ રાસ—પુષ્પો ઝાડપર આવશે, ત્યારે હું એ સુમનનો આહાર કરીશ.'

તેની માતાએ કહ્યું-'બેટા, તું ધારે છે, તેટલું તે સહેલું નથી. રાસ-પુષ્પનો આહાર કરતાં પહેલાં તો તારે ઘણાં ઘણાં જોખમોમાંથી પસાર થવાનું છે. આવતા ભાદરવા અને આસોના દિવસો તારું કલ્યાણ સૂચવતા નથી. કારણ કે તે સમયમાં કદાચ કોઇ દેવીભક્ત તને દુર્ગા-પૂજનમાં, દુર્ગાને ભોગ આપવાને લેઇ જાય એ સંભવિત છે; અથવા તો કાળીપૂજાના વખતમાં પણ કદાચ તું તેનો ભોગ થઇ પડે અને જો કદાચ તું તારા સદ્ભાગ્યે આ બે સંકટમાંથી પણ બચી ગયું તો પછી જગદ્ધાતૃની પૂજા વેળાએ-જ્યારે આપણી જાતના ઘણાખરા સઘળા નરોનો નાશ કરવામાં આવે છે, તેમાં તું હોમાઇ જાય, એ પણ બનવા જોગ છે. જો તને વિધાતા સહાયતા આપે અને આ સઘળા જોખમોમાંથી સહીસલામત ઉગારી લે તો પછી તું આવતા કાર્તિકમાં નિકળનારા રાસ-પુષ્પનો આહાર કરવાની આશા રાખી શકે ખરો.' આપણે પણ આ બકરીનાં બચ્ચાંની માફક જુવાનીમાં મનની અંદર તરંગરૂપે ઉઠતી સઘળી આશાઓ પૂર્ણ કરી લેવાના મનસુબા ન કરતાં, યાદ રાખવું જોઇએ કે, તેવી આશાઓ ફળીભૂત થતાં પૂર્વે આપણે આ જીંદગીમાં અનેક મહાસંકટો અને દુઃખોમાંથી પસાર થવું જોઇશે.

૫૯૬. ચાર આંધળા માણસો એક હાથીને જોવા ગયા. એક હાથીના પગને અડકયો ને કહ્યું, "હાથી એક થાંભલા જેવો છે." બીજો તેની સૂંઢને અડકયો ને બોલ્યો, "હાથી એક જાડા દંડુકા જેવો છે." ત્રીજો પેટને અડકીને બોલ્યો, "હાથી મોટા ઘડા જેવો છે." ચોથાએ કાનને અડકીને જણાવ્યું કે, "હાથી એક મોટા સુપડા જેવો છે." આવી રીતે તેઓ હાથીના આકાર વિષે પરસ્પરમાં વાદ કરવા લાગ્યા. તેઓને આમ તકરાર કરતા જોઇને, રસ્તે જતા એક ગૃહસ્થે, વિવાદનું કારણ પૂછ્યું કે, "તમો શા માટે તકરાર કરો છો?" તેઓએ તેમના વિવાદનું સઘળું કારણ નિવેદન કરીને તેનું સમાધાન કરવા કહ્યું. તે ગૃહસ્થે કહ્યું કે, "તમોમાંથી કોઇએ હાથીને જોયો જ નથી, કારણ કે હાથી એક થાંભલા જેવો નથી, પણ તેનો પગ થાંભલા જેવો છે; તેમ જ તે એક મોટા પાણીના ઘડા જેવો નથી, પણ તેનું પેટ મોટા ઘડા જેવું છે; તે એક સુપડા જેવો નથી, પણ તેના કાન સુપડા જેવા છે; તેમ જ તે એક જાડી લાકડી જેવો નથી, પણ તેની સૂંઢ લાકડી જેવી છે અને હાથી આ સર્વે અવયવોવાળું એક મોટું પ્રાણી છે." તેમ જ, જેઓ ઇશ્વરના રૂપ વિષે તકરાર કરે છે, તેઓએ આ અંધ પુરુષોની માફક ઇશ્વરને સંપૂર્ણપણે જોયો અથવા જાણ્યો નથી, પણ તેનાં એક જ રૂપને માત્ર જોયું છે.

૫૯૭. ઘંટાકરણ જેવો ધર્માન્ધ થતો ના.

એક શિવ ભક્ત હતો. તે શિવ શિવાય બીજા સવ દેવતાઓનો દ્રોહી હતો. એક વેળાએ શંભુએ તેને દર્શન આપ્યાં અને કહ્યું કે 'જ્યાં સૂધી તું બીજા દેવોનો દ્રોહ કરશે ત્યાં સુધી હું તારાપર પ્રસન્ન થનાર નથી.' આટલું છતાં પણ તેણે પોતાની હઠ મૂકી નહીં. આથી બીજી વેળાએ મહાદેવે તેને દર્શન દીધાં અને કહ્યું કે–' તું જ્યાં સૂધી અન્ય દેવોને ધિક્કારે છે ત્યાં સૂધી હું કદી પણ તારા ઉપર પ્રસન્ન થઇશ નહિ.' તે માણસે આ વખતે મૌન ધારણ કર્યું. થોડા દિવસ પછી

શિવે તેને હરિહરરૂપે પુનઃ દર્શન દીધાં. આથી તે ભક્ત ખુશી પણ થયો અને દિલગીર પણ થયો. તેણે પૂજન કરતી વેળાએ પુષ્પાદિક તથા નૈવેદ્ય શિવની બાજુએ મૂકયાં, તેટલું જ નહીં પણ તેણે એટલી તો નિર્લજ્જ અને ઉદ્ધતાઇ બતાવી કે, પૂજાના પુષ્પાદિકની સુવાસ લઇને વિષ્ણુ પ્રસન્ન ન થાય તેવા હેતુથી તેણે વિષ્ણુનું નાક પણ દબાવ્યું. એથી તદ્દન નારાજ થઇને શિવે કહ્યું કે "મૂર્ખ ! તારૂં ધર્માન્ધપણું અજિત્ય છે; મેં હરિહરનું રૂપ ધારણ કરીને તારી ખાત્રી કરી આપવાનો પ્રયત્ન કર્યો છે કે, સર્વ દેવ દેવીઓ માત્ર એક બ્રહ્મનાં જ જૂદાં જૂદાં રૂપો છે, માટે કંઈ સમજ." આટલું કહીને હરિહર અદૃશ્ય થઇ ગયા, પણ તે ભક્તને પોતાના ઇષ્ટદેવની શિખામણથી જરા પણ અસર લાગી નહીં. આ વાત જાણીને, તેને ખીજવવા માટે ગામડાંના છોકરાઓ 'વિષ્ણુ' 'વિષ્ણુ' કરીને મોટેથી બૂમ પાડવા લાગ્યા. આ સ્વર તેના કાનમાં ન જાય, માટે તેણે પોતાના કાનપર બે મોટા ઘંટ બાંધ્યા; અને છોકરાઓ બોલવા માંડતા કે તે તુરત જ ઘંટ વગાડવા મંડી જતો હતો, આથી તેનું નામ ઘંટાકર્ણ પડ્યું. તેના આ ધર્માંધપણા માટે હજુ પણ લોકમાં તે નિંદાય છે અને બંગાળામાં છોકરાઓ દર બાર મહીને એક વખતે તેનું પુતળું બનાવે છે અને તેને લાકડીથી ભાંગી નાંખીને બાળી મૂકે છે. તેના જેવા મૂર્ખને માટે આ યોગ્ય જ શિક્ષા છે.

૫૯૮. બર્દવાનના મહારાજાના દરબારમાં એકવાર પંડિતો વચ્ચે વાદવિવાદ થયો કે, કોણ મોટા છે શિવ કે વિષ્ણુ? કોઇ શિવનો, તો કોઇ વિષ્ણુનો પક્ષ ખેંચવા લાગ્યા. પણ તેવામાં એક ડાહ્યા વિદ્વાને તે તકરાર અતિશય વધતી જતી જોઇ તે રાજાને કહ્યું:—'મહારાજ ! મેં શિવ વા વિષ્ણુ કોઇને દીઠા નથી, તો કોઇની પણ મોટાઇનો નિર્ણય હું કેવી રીતે કરૂં?' આપરથી વાદવિવાદનો છેડો આવ્યો; કારણ કે કોઇ પણ પક્ષકારોએ આમાંના કોઇ પણ એક દેવતાને પ્રત્યક્ષ જોયા નહોતા. આવી જ રીતે કોઇએ પણ એક દેવતાને બીજા દેવતા સાથે સરખાવવો નહીં.

જ્યારે કોઇ માણસ દેવતાને પ્રત્યક્ષ જુએ છે ત્યારે તેની ખાત્રી થાય છે કે, સર્વે દેવતા એક જ પરિપૂર્ણ બ્રહ્માના આવિર્ભાવ પામેલા વિવિધરૂપે છે.

૫૯૯. ઘણે રસ્તે થઇને કલકત્તા જવાય છે. કોઇએક માણસ દૂરના ગામડાથી રાજનગરમાં આવવા માટે નીકળ્યો. તેને રસ્તામાં આવતાં એક રાહદારી મળ્યો તેને પૂછ્યું 'કલકત્તે કયે રસ્તેથી જલદી જવાશે ?' તેણે કહ્યું 'આજ રસ્તે ચાલ્યા જાઓ,' થોડે દૂર ગયો કે બીજો પ્રવાસી મળ્યો તેને પૂછ્યું, 'આ રસ્તો કલકત્તે જવા સારું બહુ ટુંકો છે કે ?' તેણે કહ્યું, 'અરે નારે સાહેબ ! અહીંથી પાછા વળો ને આગળ થઈ ડાબી બાજુને રસ્તે જાઓ' તેણે તેમ કીધું. ત્યાં તેને ત્રીજો માણસ મળ્યો તેણે કલકત્તા જવાનો ત્રીજો જ રસ્તો બતાવ્યો, આમ થવાથી તે પ્રવાસીનો આખો દહાડો રસ્તાઓ બદલવામાં જ ગયો, પણ તે અગાડી વધી શકયો નહીં. જો તેણે પહેલાએ બતાવેલા જ માર્ગનું અવલંબન કીધું હોત તો તે તુરત કલકત્તા પહોંચી જતે. તેમ જ જેને ઇશ્વરને પામવું હોય, તેણે માત્ર એક જ ગુરુ કરવો.

૬૦૦. એક બ્રાહ્મણ બાગ કરતો હતો અને રાત દહાડો તેની સંભાળ લેતો હતો. એક વખતે એવું બન્યું કે, એક ગાય અંદર ભરાઇ અને એક આંબાનો છોડ, જેને માટે તે બહુ જ કાળજી રાખતો હતો, તેને કચરી નાખ્યો. બ્રાહ્મણ પોતાના પ્રિય છોડનો આમ નાશ થતો જોઇને ગાય પછવાડે દોડ્યો ને તેને એવો માર માર્યો કે, તેની અસરથી તે મરી ગઇ. આ ખબર દાવાનળની માફક ચોતરફ તુરત ફેલાઇ ગઇ. આ બ્રાહ્મણ કહેવાતા વેદાંતીઓમાંનો એક હતો. જ્યારે આ પાપકર્મ માટે તેને ઠપકો દેવામાં આવ્યો, ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'મેં કાંઇ ગાયને મારી નથી, પણ મારે હાથે મારી છે; અને ઇંદ્ર હાથનો અધિકારી દેવ છે, તેથી જો તે પાપ કોઇને પણ લાગ્યું હોય તો તે ઇંદ્રને લાગ્યું છે, પણ મને નહીં.'

સ્વર્ગમાં રહેલા ઇંદ્રે આ વાત જાણી, તેથી તેણે એક વૃદ્ધ બ્રાહ્મ-

ણનું રૂપ લઇ તે બાગના ધણી પાસે આવીને પૂછ્યું:-'શેઠજી, આ બાગ કોનો છે?'

બ્રાહ્મણે ઉત્તર આપ્યું:-'મારો છે.'

ઇન્દ્ર:-'ઘણો જ સુંદર બગીચો છે. તમોને ઘણો જ હોશિયાર માળી મળ્યો હોવો જોઇએ, કારણ કે જૂઓને, આ ઝાડો કેવાં સફાઇથી અને પંક્તિબંધ રોપવામાં આવ્યાં છે.'

બ્રાહ્મણ:-'એ સર્વ મારું જ કાર્ય છે. સર્વે રોપાઓ મારી પોતાની દેખરેખ અને આજ્ઞા નીચે રોપવામાં આવેલા છે.'

ઇંદ્ર:-'ખરેખર, ત્યારે તો તમે ઘણા જ હોશિયાર દેખાવ છો. પણ વારુ કહેશો કે, આવાં સુંદર અને સફાઇદાર વૃક્ષોની વચ્ચેથી જતો માર્ગ કોણે બનાવ્યો છે?'

બ્રાહ્મણ:-'આ સર્વ મારું જ કાર્ય છે.'

પછી ઇંદ્રે હાથ જોડી નમ્રતાથી કહ્યું:-'જો આ સર્વે આપનું જ છે ને આ સર્વ કાર્યની દક્ષતા પણ આપની જ છે, તો ખરેખર બીચારો ઇન્દ્ર ઘણો જ કમનસીબ છે કે, માત્ર ગાય મારવાના જ કામનો તે જોખમદાર ગણાય છે.'

૬૦૧. ચોરી કરવાની ધારણાથી રાત્રે મહેલમાં પેઠેલા એક ચોરે રાજાને તથા રાણીને નીચેની વાત કરતાં સાંભળ્યાં. રાજાએ કહ્યું, "હું આપણી પુત્રીને નદી તીરે રહેતા સાધુઓમાંના એકને આપીશ." ચોરે આ સાંભળતાં જ વિચાર્યું કે, "હવે મારું નસીબ ખુલશે. હું કાલે જઇને ભગવાં પહેરી સાધુઓમાં બેસીશ. જો ભાગ્ય જોર કરશે તો મને જ રાજકન્યા મળશે." બીજે દિવસે તેણે તેમ કીધું અને જ્યારે રાજાના અનુચરો સાધુઓને રાજકન્યાનું પાણિગ્રહણ કરવાને સમજાવવા લાગ્યા અને કોઇએ પણ તે વાત સ્વીકારી નહિ ત્યારે, છેવટે તેઓ આ દંભી સાધુ પાસે આવી પહોંચ્યા અને તેની પણ પ્રાર્થના કીધી. આ પ્રાર્થના સાંભળતાં તે મુંગો જ બેસી રહ્યો. આથી તે અનુચરો રાજા પાસે ગયા

અને સવિસ્તર હકીકત કહેતાં જણાવ્યું કે, કદાચ તે સાધુ સમજે તો સમજે. રાજા આથી જાતે જ ત્યાં ગયો અને તે ચોર સાધુને રાજકન્યાનું પાણિગ્રહણ કરવાને અતિશય દીનપણે વિનવવા લાગ્યો. રાજાને જાતે આવેલો જોતાં જ તે ચોરનું મન ફરી ગયું અને તે મનમાં જ વિચારવા લાગ્યો કે, "આ મેં માત્ર બાહ્યવેષ ધારણ કીધો, તેટલામાં તો જુવો. આ રાજા પોતે જ ચાલીને મને વિનવવા આવ્યો છે, તો જો હું ખરો સાધુ બનીશ તો વળી મારી મહત્તા કેટલી વધશે?" આ વિચારોની તેના હૃદયપર એવી તો સજ્જડ છાપ પડી ગઇ કે, ખોટા ડોળમાં રાજકન્યાને પરણવાને બદલે, તેણે પોતાની રીતભાત ફેરવી નાંખી અને ખરો સાધુ બનવાને ઉદ્યોગી બન્યો. તે પરણ્યો જ નહિ અને અંતે તેના સમયના મહાન્ સાધુઓમાંનો તે પણ એક બન્યો. સારી ચીજનો આડંબર પણ કેટલીક વખતે ખરાં અને સારાં પરિણામો લાવે છે.

સાધુના વેષમાં બેઠેલો ચોર જો પવિત્ર મહાત્માઓના આટલા ટુંક સહવાસથી પવિત્ર આચરણવાળો થઇ ગયો તો ખરા મહાત્મા-સંતોના અને એવા સંતોના સમાગમના ચમત્કારિક પ્રભાવનું વર્ણન કોણ કરી શકશે?

૬૦૨. દેવામાં દબાયેલા એક માણસે તેમાંથી બચવાને માટે ઉન્મત્તતાનો ડોળ ઘાલ્યો. ડાકટરો અને વૈદ્યોના ઉપાયો નિષ્ફળ ગયા, એટલું જ નહીં પણ જેમ જેમ તેની દવા કરતા ગયા, તેમ તેમ તેની ગાંડાઇ વધતી ગઇ. એક ડાહ્યા ડાકટરને ખરી વાતની ગમ પડી અને તેથી તે ડોળઘાલુને એકાંતમાં લઇ જઇને ઠપકો આપી તેણે કહ્યું કે, "મહેરબાન! તમો આ શું કરો છો તે સમજો છો કે? ગાંડા હોવાનો ઢોંગ કરતાં તમો ખરે જ ગાંડા બની જશો હોંકે! હવે તો મને ભય લાગે છે કે, તમારામાં કેટલેક અંશે તે ખરું ગાંડપણ આવ્યું પણ છે." આ ખરા ઠપકાથી તેની આંખો ઉઘડી અને તેણે ગાંડા હોવાનો ઢોંગ મૂકી દીધો.

સતત કોઇ પણ એક જાતનો ઢોંગ કરનાર ખરે જ તેવો થઇ જાય છે.

૬૦૩. એક બ્રાહ્મણ અને તેના શૂદ્ર ચાકરની વાર્તાઃ–

જેવી માયા ખુલ્લી પડે છે કે, લાગલી જ તે નાસી જાય છે. (તેપર આ એક ઉદાહરણ છે). એક બ્રાહ્મણ પોતાના શિષ્યને ગામ જતો હતો, પણ સાથે કોઇ ચાકર નહતો. રસ્તે જતાં તેને એક મોચી મળ્યો. તેને તેણે પૂછ્યું–'મારી સાથે ચાકર થઇને આવશે? તને સારાં વસ્ત્ર અને ખોરાક મળશે. ભલા આદમી, ચાલ.'

તે મોચીએ કહ્યુંઃ–'મહારાજ, હું ઘણી જ નીચ જ્ઞાતિનો છું, તેથી તમારો ચાકર કેમ થઇ શકું?'

તે ગુરુએ કહ્યું–'કાંઇ ચિંતા નહીં. તું કોઇને તારા વિષે કાંઇ પણ કહેતો નહીં તથા કોઇ સાથે બોલતો પણ નહીં, અને વળી કોઇની ઓળખાણ પણ કરતો નહીં.' તે મોચીએ સઘળું કબૂલ કીધું. સંધ્યાકાળે જ્યારે ગુરુમહારાજ (કોઇ) શિષ્યના ઘરમાં બેસીને સંધ્યાવંદન કરતા હતા, ત્યારે એક બીજો બ્રાહ્મણ ત્યાં આવી ચઢ્યો. તેણે પેલા ગુરુના ચાકરને કહ્યું–'અલ્યા જા અને ત્યાંથી મારા જોડા લાવ.' તે ચાકરે પોતાના સ્વામીની શિખામણ મુજબ કાંઇ પણ ઉત્તર ન આપ્યું. તે બ્રાહ્મણે બે ત્રણ વાર કહ્યું, પણ તે એક અક્ષર પણ બોલ્યો નહિ, તેમ જ ચસક્યો પણ નહિ. પોતાને કાંઇ પણ મચક નહી મળવાથી તે બ્રાહ્મણ ચીરડાઇ ગયો અને તેને પૂછ્યું કે, 'તું જાતનો કોણ છે કે બ્રાહ્મણનું પણ સાંભળતો નથી? તું મોચી બોચી છે કે?' આ સાંભળતાં જ ભયથી ધ્રુજતાં ધ્રુજતાં અને દયામણે વદને તે મોચીએ બ્રાહ્મણને કહ્યું–'મહારાજ, મહારાજ, તમોએ તો મને ઓળખી કાઢ્યો તો! હવે હું અહીં નહિ રહું, મને જવા દો.' આમ કહીને તે ત્યાંથી પલાયન કરી ગયો.

૬૦૪. વાઘનું મોહરું પહેરીને એક વખતે હરિદાસ છોકરાઓને ડરાવતો હતો; ત્યારે બીકથી કકળતા છોકરાને તેની માએ કહ્યું કે; "તે વાઘ નથી, પણ આપણો હરિયો છે." પરંતુ આથી તે રડતો રહ્યો નહીં, તેથી છેવટે હરિદાસે લાવીને તે કાગળનું મોહરું તેના હાથમાં આપી ભરમ ખોલી દીધો અને આ ભેદ ભાંગતાં જ તેની બીક પલાયન કરી ગઇ. આવી જ ગતિ સચ્ચિદાનંદ બ્રહ્મની ધારણ કરેલી માયાની અનિર્વચનીય શક્તિથી ડરેલા અને ગુંચવાયલા જીવોની પણ છે; પરંતુ જેઓએ માયાનો પડદો ઉંચકીને તેના શુદ્ધ સ્વરૂપને જોયું છે, તેઓ કદી પણ ભય કે ઉપાધિથી મોહ પામતા નથી.

૬૦૫. કોઇ બે પુરુષો એક કાળે કાળિકામાતાના આવાહનનો 'શવસાધન' નામનો દુષ્ટ અને અતિ ભયંકર જાપ કરવા બેઠા.* તેમાંનો એક તો રાત્રિના પ્રયોગના આરંભમાં જ સ્મશાનમાં દેખાતા ભયંકર દેખાવને જોવાથી છળી ગયો ને તદ્દન અસાવધ મૂર્ખ બની ગયો. બીજાને રાત્રિને અવસાને પરોઢિયે કાળિકાએ દર્શન આપ્યાં. તેણે પૂછ્યું–"હે અંબે! આ બીજો પુરુષ ગાંડો કેમ બની ગયો?" દેવીએ પ્રત્યુત્તર આપ્યું–"તું પણ તારા અનેક જન્મોમાં આવી રીતે મૂર્ખ બની ગયો હતો અને તેથી આજે તું મારાં અપરોક્ષ દર્શન કરવાને શક્તિમાન્ થયો છે."

૬૦૬. ચાકરી ધંધા વગરના એક માણસને તેની સ્ત્રી રોજ ધંધે વળગવાને સંતાપતી હતી. એક વખતે તેનો છોકરો ભય ભરેલી માંદગી ભોગવતો હતો ત્યારે તે ચાકરીની શોધમાં ગયો. તેટલામાં તેનો પુત્ર મરી ગયો અને પડોશીઓએ તેને માટે ઘણી જ નિષ્ફળ શોધ કીધી. અંતે જ્યારે સંધ્યા ટાંણે તે ઘેર આવ્યો ત્યારે તે લોકોએ તેને તેની કઠોરતા માટે ઘણો જ સખ્ત ઠપકો આપ્યો. તેણે ઉત્તર આપ્યું,

---

* આ તાંત્રિક પ્રયોગવિધિ સ્મશાનમાં શબના ઉપર બેસીને કરવી પડે છે અને તેમાંની કેટલીક ક્રિયા અતિ ભયંકર હોય છે.

"ભાઇઓ ! એક વખતે મને સ્વપ્ન આવ્યું કે, મને સાત છોકરાઓ હતા અને હું તેમની સાથે સુખચેનમાં રહેતો હતો; પરંતુ જ્યારે જાગ્યો ત્યારે માલુમ પડયું કે, તે તો સર્વ સ્વપ્ન જ હતું. મને આ સાત પુત્રોના ગુમ થઇ જવા માટે કદી પણ શોક કરતાં તમે દીઠો છે ખરો કે? ને જો હું તેમનો શોક નથી કરતો તો પછી આ એકના મરણ માટે મારે શા માટે શોક કરવો જોઇએ?"

૬૦૭. દેશ-કાળ-પાત્રનો વિચાર કર્યા વગર કોઇને દાન આપવું નહિ; કારણ કે કેટલાક માણસોને દાન આપવાથી પુણ્ય કરતાં પાપ લાગે છે. ભોજન વિષે પૂછતા આવનાર રસ્તે જતા કોઈ પણ પ્રવાસીને ખોરાક પૂરો પાડવા માટે એક ગૃહસ્થે ધર્માદા અન્નક્ષેત્ર સ્થાપ્યું હતું. કસાઇવાડે ગાયને હંકારી જતાં થાકી ગયેલો એક કસાઇ તે અન્નક્ષેત્રમાં ગયો અને ત્યાંના સ્વચ્છ ખોરાક પાણીથી તાજો થઇ તે કસાઇ ગાયને ઘણી સહેલાઇથી વધસ્થાન ઉપર લઇ ગયો. યમરાજાની દરબારમાં ગૌહત્યાનું એ પાપ ચાર આના અને બાર આનાના પ્રમાણમાં કસાઇ અને અન્નક્ષેત્ર સ્થાપનાર ધણી વચ્ચે વહેંચવામાં આવ્યું હતું.

૬૦૮. કોઇ એક જગ્યાએ એક મોટો સર્પ રહેતો હતો; અને તેથી કોઇ પણ તે માર્ગે જવાની હિંમત કરતું નહીં. કારણ કે જે કોઇ તે માર્ગે જતું, તેને તે તુરત ડંશ દેતો અને મૃત્યુને સ્વાધીન કરતો હતો. કોઇ એક સમયને વિષે એક મહાત્મા યોગીરાજ તે માર્ગેથી જતા હતા. તેને જોઇને ડંશ દેવાની ઇચ્છાથી તે સર્પ તેની પુઠે પડ્યો. પરંતુ તેની સમીપે આવતામાં જ તે યોગીરાજની માયાળુ વર્તણુકથી તેનો રોષ જતો રહ્યો. પછી તે સર્પને જોઇને આપણા મહાત્મા મુનીશ્વર બોલ્યા; 'મિત્ર, તું શું કરડવા આવ્યો છે?' સર્પ શરમીંદો પડી ગયો અને કાંઈ પણ બોલ્યો નહીં. આપરથી તે ઋષિએ કહ્યું-"ભાઇ, મારું કહ્યું માનજે ને ભવિષ્યમાં કોઇને પણ કરડતો નહીં." તે ભુજંગે શિર નમાવીને તે આજ્ઞા શિરપર ચઢાવી. તે મહાત્મા પોતાને સ્થળે ગયા

અને તે સર્પ પોતાના દરમાં ભરાઇ ગયો. પણ તે દિવસથી તે સર્પ નિર્દોષ રહી, પવિત્ર મને અહિંસકવૃત્તિ ધારીને પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો. થોડા વખતમાં આસપાસના સર્વ રહીશોના જાણવામાં આવ્યું કે, તે સર્પ કોઇને કરડતો નથી, તેથી તેઓ એવું સમજ્યા કે સર્પનું ઝેર હવે જતું રહ્યું છે. તેપરથી સર્વ જન તેને રંજાડવા લાગ્યા. કોઇ તેને મારે, તો કોઇ તેને નિર્દયપણે પુછડીથી ખેંચે ! એવી રીતે તેના દુઃખનો પાર રહ્યો નહીં. દૈવયોગે કેટલોક વખત ગયા પછી, તે જ ઋષિરાજ, પુનઃ તે જ માર્ગેથી જતા હતા. તેઓ આ ભલા સર્પનું આવું ઘાયલ અને સુકાયલું શરીર તથા દુઃખી હાલત જોઇને મનમાં બહુ જ દુઃખ પામ્યા અને તેની આવી અવસ્થા થવાનું કારણ પૂછ્યું. તે ભુજંગે કહ્યું–'આનું કારણ હું આપની શિક્ષાનુસાર કોઇને કરડતો નથી તે જ છે! આ દયાહીન લોકો મને બહુ જ પીડા કરે છે!' તે ઋષિએ હસતાં હસતાં કહ્યું–'મિત્ર! મેં તને બીજાઓને કરડવા ના કહી હતી, પણ તેઓને તારો ભય દેખાડવા–ફુંફાટો કરવાની કંઈ ના કહી નહોતી. જો કે તારે કોઇ પણ પ્રાણીને ડંશ દેવો નહીં, તો પણ તારે ફુંફાટા મારીને દરેકને તારાથી દૂર તો રાખવા જ!'

તેવી જ રીતે જો તારે દુનિયામાં રહેવું હોય તો કોઇને પણ ઇજા કરતો નહીં. છતાં પણ દરેક જણ તારાથી બીહીને તને માન આપે અને તને દુઃખ દે નહીં તેમ વરતજે.

૬૦૯. દૂરના ગામડામાં બજાર લેવા ગયેલી એક માછણ પાછલા પહોરે પોતાને ગામ પાછી ફરતી હતી. અડધે માર્ગે પહોંચી ત્યાં રાત પડી અને તેવામાં વાવાઝોડાનું અને કરાનું મોટું તોફાન તેને નડ્યું. તેથી તે એક નજીકના ફૂલવાળાને ત્યાં ગઇ. તેણે દયાને લીધે તેને રાતવાસો રહેવાને પોતાના ઘરનો એક ઓરડો આપ્યો. આ ઓરડો પુષ્પના ટોપલાઓથી ભરેલો હતો ને તેથી પુષ્પનો સુવાસ ત્યાં પ્રસરી રહેલો હતો. દુર્ગંધમાં ઉછરેલી આ માછણને સુવાસિત હવાવાળું સ્થળ અનુકૂળ ન પડ્યું અને

ત્યાં તેને ઉંઘ ન આવી. તેણે પોતાની ખાલી ટોપલી ઉપર પાણી છાંટયું. અને પોતાના નાક આગળ મૂકીને તુરત ઘસઘસાટ ઉંઘવા લાગી. વ્યસનીના ઉપર દુર્વ્યસનનું આટલું બળ છે. ધાર્મિક વૃત્તિની ઉંચે લઇ જવાની શક્તિનો આનંદ તેઓ ભોગવી શકતા નથી.

૬૧૦. એક ધનાઢ્ય મારવાડીએ પરમહંસ રામકૃષ્ણને પૂછયું:–"મહારાજ! મેં સર્વનો ત્યાગ કર્યો છે, તે છતાં મને પરમેશ્વર કેમ મળતા નથી?" રામકૃષ્ણે તેને ઉત્તર આપ્યું કે:–"તારું મન તેલ ભરવાના ચામડાના કુંડા જેવું છે. એ કુંડામાંથી બધું તેલ કહાડી લેવામાં આવે છે, છતાં તેમાંથી તેલની વાસ જતી નથી. તેમ જ તેં જો કે તારા મનથી દુનિયાનો ત્યાગ કર્યો છે, તો પણ વિષયની વાસના હજી તને વળગેલી છે."

૬૧૧. કોઇ એક શિષ્ય ધર્મવૃત્તિએ પોતાનું જીવન ગાળતો હતો, પણ જ્યારે તે ઇશ્વરનું ધ્યાન ધરવા બેસતો, ત્યારે તેના મનમાં વારંવાર ખરાબ વિચારો ઉત્પન્ન થતા હતા. આ ઉપરથી વિષયતૃષ્ણા કેમ જિતાય, એ માટે એક સમયે રામકૃષ્ણને તેણે પ્રશ્ન પૂછયું. ગુરુએ ઉત્તર આપ્યું કે, એક માણસ પાસે પાળેલો કૂતરો હતો. તેને એ પસવારતો, થાબડતો, પોતાના ખોળામાં બેસાડી તેની સાથે રમતો અને કોઇ કોઇ સમયે તેને ચુમ્બન પણ કરતો હતો. એક ડાહ્યા મનુષ્યે તેની આ મૂર્ખતા જોઇને કૂતરા સાથે બહુ છૂટ લેવાની કુટેવ છોડી દેવાનું તેને કહ્યું. કારણ કે કૂતરો વગર અક્કલનું પ્રાણી છે અને તેથી કોઇ દહાડો કરડી ખાવાનો સંભવ રહે છે. કૂતરાના માલિકે તેની આ શિખામણ ધ્યાનમાં લીધી અને કૂતરાને ખોળામાંથી ફેંકી દઇ, પુનઃ કદી પણ નહિ રમાડવાનો કે થાબડવાનો નિશ્ચય કર્યો. પણ કૂતરો તેના માલિકની ફેરવાઇ ગયેલી વૃત્તિ પારખી શકયો નહિ અને તેની પાસે વારંવાર દોડી આવી રમવાની ઇચ્છા દર્શાવવા લાગતો. કેટલીકવાર માર પડ્યાથી કૂતરાએ ત્યારપછી પોતાના ધણીને કનડવાનું મૂકી દીધું. વત્સ! તારી

પણ આવી જ દશા છે. તૃષ્ણારૂપી કૂતરી, જેને તેં તારા અંતઃકરણમાં ઘણો વખત સુધી પાળીપોષી (મોટી કીધી) છે, તેને તારી ગમે તેવી છોડી દેવાની ઇચ્છા હશે, તો પણ તે તારો પીછો સહેલાઇથી મૂકી દે તેમ નથી. તો પણ તેમાં કંઇ અડચણ નથી; જ્યારે જ્યારે એ કૂતરી તારી પાસે ખેલવા આવે ત્યારે તેને લાડ લડાવતો નહિ, પણ એને એવી મારજે અને એવી હડકારી કહાડજે કે, તે પાછી આવે નહિ. આમ કરવાથી ભવિષ્યમાં તેના દુઃખમાંથી તું મુક્ત થઇશ.

૬૧૨. એક ધણી ધણિયાણી સંસારનો ત્યાગ કરીને ધર્મના જૂદા જૂદા પવિત્ર સ્થળોની યાત્રા કરવાને સાથે નીકળ્યાં. એક સમયે તેઓ પગ રસ્તે જતાં હતાં, તેવામાં પતિ કે જે પોતાની પત્નીથી થોડો આગળ ગયો હતો, તેણે માર્ગમાં હીરાનો એક કટકો પડેલો દીઠો. પોતાની સ્ત્રી કદાચ એ હીરો જોય અને લોભથી ચલિત થઇ સંન્યાસ સ્વીકાર્યાનું પવિત્ર ફળ વૃથા ગુમાવી દે નહિ, એવો વિચાર કરીને તેણે હીરો સંતાડવા માટે તુરત જમીન ખોદી. આ કામ કરવામાં તે ગુંથાયલો હતો, એટલે તેની સ્ત્રી ત્યાં આવી પુગી અને તેના કર્મ માટે પ્રશ્ન પૂછ્યો. ગભરાઇ જઇને તેણે ઉડાવનારો ઉત્તર ક્ષમા માંગતા આપ્યો; પણ એની પત્નીએ તે હીરો જોયો, અને તેના મનનો અભિપ્રાય જાણી જઇને કહ્યું કેઃ—"જો તમે હીરા અને કાંકરા વચ્ચે હજી કંઇ અંતર ગણતા હોવ તો પછી શા માટે સંસારનો ત્યાગ કર્યો છે?"

૬૧૩. એક શ્રીમંત કાપડનો વેપારી કોઇ એક ગરીબ બ્રાહ્મણ ગુરુનો શિષ્ય હતો. આ વેપારી ગામમાં કંજુસ ગણાતો હતો. એક સમયે તે બ્રાહ્મણને પોતાની નિત્ય પાઠ પૂજાની પવિત્ર પોથી માટે નાના રેશમી કટકાનો ખપ પડ્યો અને તેને માટે પોતાના શિષ્ય પાસે જઇ માંગણી કરી. વેપારી શિષ્યે ઉત્તર આપ્યો કેઃ—"હું ઘણો જ દિલગીર છું. જો તમે થોડા વખત અગાઉ મને કહ્યું હોત તો તમને તેટલો કટકો આપ્યો હોત. હમણાં તો કમનસીબને જોગે તમારા કામને

લાયક એકકે કટકા મારી પાસે નથી; તે છતાં પણ હું તમારી વાત મારા ધ્યાનમાં રાખીશ. તમે પણ જરી, વખત બે વખત મને યાદ કરાવ્યા કરજો."

આ ઉત્તર સાંભળીને તે બ્રાહ્મણ નિરાશ થઇને ચાલ્યો ગયો. ગુરુ અને શિષ્ય વચ્ચે થયેલી વાત પડદા પાછળ રહેલી શિષ્યની ધર્મ-શીળ સ્ત્રીએ સાંભળી. તેણે એકદમ તે બ્રાહ્મણને પાછો બોલાવ્યો અને ઘરમાં આદરસત્કાર કરી પૂછ્યું કે;–"મહારાજ! તમે શેઠ પાસે શું માગતા હતા?" બ્રાહ્મણે સર્વ વાત નિવેદન કરી. સ્ત્રીએ કહ્યું કે;–"આજે તો તમે ઘેર જાવ; આવતી કાલે સવારના પહોરમાં તમને કપડું મળશે."

રાતના જ્યારે વેપારી ઘેર આવ્યો, ત્યારે એની સ્ત્રીએ પૂછ્યું કે:– "તમે દુકાન વધાવીને આવ્યા છો?"

વેપારીએ કહ્યું;–"હા! કેમ શું કામ છે?"

તેણે કહ્યું કે:–"હમણાં ને હમણાં પાછા દુકાને જાવ અને મારે માટે દુકાનમાંથી સૌથી ઉંચા રેશમી કાપડના બે કટકા લઇ આવો. મારે એની ઘણી જ જરૂર પડી છે."

ધણીએ કહ્યું:–"એટલી બધી ઉતાવળ શામાટે જોઇએ? હું તને સવારના પહોરમાં સૌથી સરસ કપડું આણી આપીશ."

"મારે તો તે હમણાં જ જોઇએ છે, પછી લાવો તે નહિ ચાલે." સ્ત્રીએ કહ્યું. તે વેપારી બાપડો શું કરે? આ કંઇ ધર્મ ગુરુ નહોતા કે, તેને ખોટાં વચનો અને ઉડાવનારા સંદિગ્ધ ઉત્તર આપી વિદાય કરી શકાય. અહિંયાં તો પડદા ગુરુ હતા, એટલે એની આજ્ઞા તો તુરત જ ઉઠાવવી જોઇએ. નહિ ઉઠાવે તો જાય ક્યાં? ઘરમાં જંપવા દે એમ હતું નહિ. આખરે ન છૂટકે સ્ત્રીને રાજી રાખવા માટે હસતું મોંહડું રાખી મોડી રાત્રિએ દુકાને ગયો અને તેને માટે જોઇતું સારું કપડું લઇ આવ્યો. બીજે દિવસે પ્રાતઃકાળમાં તે ભલી સ્ત્રીએ ગુરુને ત્યાં

મંગાવેલું કપડું મોકલી આપ્યું અને સાથે કહાવ્યું કે:-"જ્યારે ભવિષ્યમાં કંઇ વસ્તુનો ખપ પડે ત્યારે તમારે મારી પાસેથી મંગાવી લેવી."

જેઓ પરમ કૃપાળુ ભગવતી માતાની પ્રાર્થના કરશે અને તેનો આશીર્વાદ માંગશે તેઓની પ્રાર્થનાઓ જેઓ ઇશ્વરને પિતાના સ્વરૂપમાં ભજે છે, તેના કરતાં વિશેષ સફળ થવાનો સંભવ છે.

૬૧૪. પ્રશ્નઃ-તમો સ્વપત્ની સાથે રહીને ગૃહસંસાર કેમ માંડતા નથી?

ઉત્તરઃ-અમર સૈન્યના સેનાની કાર્તિક સ્વામિએ એક દિવસે બીલાડીને નખોરીયું દીધું. ઘેર આવતાં તેણે તે નખની નિશાની પોતાની માતાના કપોળપર દીઠી. આ જોતાં જ તેણે પૂછ્યું કે, "પ્રિય માતા! સૌંદર્ય હરનારી આવી નિશાની તારા ગાલપર કયાંથી આવી." દુર્ગાદેવીએ ઉત્તર આપ્યું-"વત્સ! એ તારું જ કામ છે અને આ નિશાની તારાજ નખની છે." આથી ચકિત થયેલા કાર્તિક સ્વામી બોલ્યા-"માતા! તે કેમ બને? મેં કોઇ પણ વખતે તને નખ માર્યો હોય, એવું મને સાંભરતું નથી." તેની માતાએ કહ્યું-"પ્રિય વત્સ, આજે સહવારે જ એક બીલાડીને તેં નખ માર્યો હતો, તે વાહ શું તું એટલામાં જ ભૂલી ગયો?" કાર્તિક સ્વામીએ કહ્યુંઃ-"ખરી વાત છે કે મેં બીલાડીને નખ માર્યો હતો, પણ તેને અને તારા કપોળને શો સંબંધ?" દુર્ગાદેવી બોલ્યાં-"વહાલા પુત્ર! આ વિશ્વમાં મારા શિવાય કોઇ પણ વસ્તુ અસ્તિ ધરાવતી નથી. હું સર્વ જગત્ છું, અને કોઇને પણ તું દુઃખ દે છે, તે મને જ દુઃખ થાય છે." કાર્તિક સ્વામી આ સાંભળીને આશ્ચર્ય ચકિત થઇ ગયા અને મનમાં કદી પણ લગ્ન નહીં કરવાનો દૃઢ ઠરાવ કીધો. કારણ કે તે કોને પરણે? દરેક સ્ત્રી તેની માતા હતી. હું પણ કાર્તિક સ્વામી જેવો છું ને દરેક સ્ત્રીને હું મારી ઈશ્વરી જનેતા તુલ્ય માનું છું.

૬૧૫. એક બ્રાહ્મણનો એક સંન્યાસી સાથે સમાગમ થયો; અને તેઓ વચ્ચે સંસારની અને ધર્મની અનેક વાતો ચાલી. વાતની અંતે સંન્યાસીએ બ્રાહ્મણને ઉદ્દેશીને કહ્યું કેઃ-"વત્સ! સાંભળ! આ સંસારમાં

કોઇ પણ વિશ્વાસને લાયક નથી."બ્રાહ્મણે તેનું કહેવું માન્યું નહિ. તેનો કુટુંબ કબીલો કે જેને માટે તે રાત્રદિવસ મહેનત કરતો હતો, તે સંકટના સમયે તેને મદદ નહિ કરે, અને ખરા મિત્રો તો ધર્મ નહિ પાળે, એ વાત તેના ધ્યાનમાં જ ઉતરી નહોતી. બ્રાહ્મણે તે ઉપરથી કહ્યું કેઃ—"મહારાજ! મારી મા જે મને થતા દુઃખમાંથી બચાવવા માટે અને મને સુખી કરવા માટે પોતાની જીંદગી આપવા તૈયાર છે, તે જ્યારે મારું સહેજ પણ માથું દુઃખવા આવે છે કે તરત ઘણી આકુલ વ્યાકુલ થઇ જાય છે; આવી હેતવાળી માતા આપત્તિના સમયે ઓથે ઉભી રહે નહિ એ મારી સમજમાં ઉતરતું નથી."

"જો તું કહે છે તે વાત સાચી હોય તો તેઓ તારાં ગણાય ખરાં, પણ તને સાચી વાત કહું કે, તું એમ ધારવામાં ભૂલાવો ખાય છે. તારી મા કે તારી સ્ત્રી તારે માટે વખત આવે પોતાની વહાલી જીંદગીને ભોગ આપવા તૈયાર થઇ જશે, એ તો સ્વપ્ને પણ ધારતો નહિ. જો તારી ઇચ્છા હોય તો એક તાલ કર; ઘેર જા અને જાણે અતિ વેદના થતી હોય, તે પ્રમાણે બૂમો પાડવાનો ઢોંગ શરુ કર. એ પ્રમાણે ધાંધલ કરવી ચાલુ જ રાખજે; એટલામાં હું ત્યાં આવી પુગીશ અને તને કંઈ મજા દેખાડીશ."

બ્રાહ્મણે તે પ્રમાણે ઘેર જઇને કર્યું. જૂદા જૂદા વૈદો અને ભિષગ્-રત્નોને બોલાવવામાં આવ્યા, પણ કોઈ એને શાંતિ આપી શકયું નહિ. રોગીની મા રડવા કકળવા લાગી, અને સ્ત્રી પુત્રોએ અતિ શોક કરવા માંડ્યો. એટલામાં ત્યાં પેલો સંન્યાસી આવી પહોંચ્યો.

"આ દુઃખ તો ઘણું ગંભીર છે;" સંન્યાસીએ રોગીની સ્થિતિ તપાસી કહ્યું, "અને તમારામાંથી કોઇ પણ પોતાની જીંદગી એને માટે જો અર્પવા તૈયાર ન થાય તો ભાઇ સારા થાય એમ લાગતું નથી." આ આશ્ચર્ય જેવી વાત સાંભળીને બધા એક બીજાનું મોં જોવા લાગ્યા. રોગીની માને બોલાવીને સંન્યાસીએ કહ્યું કેઃ—"જીવવું કે મરવું એ તમારે

માટે તો સરખું જ છે. તમારે માટે અને આ બીજા સર્વને માટે આ છોકરો કમાય છે, અને હવે તમો ઘરડાં થયાં છો તેવે સમયે કમાતા કાજગરા દીકરાનું મૃત્યુ થાય, તેનો તમને જરૂર કાળજામાં ઘા લાગશે. જો તમારા દીકરા માટે તમે તમારી જીંદગીનો ભોગ આપો તો હું એ છોકરાને જીવાડી શકું તેમ છું. જો તમે મા થઇને એને માટે આટલો ભોગ નહિ આપો તો પછી આ દુનિયામાં કોણુ બીજું એવું કાર્ય કરવાને તત્પર થશે ?"

ડોશીએ આંસુ સારતા ગળગળિત કંઠે જવાબ આપ્યો કે;—"મહારાજ ! મારા દીકરા માટે તમે જે કહેશો તે કરવાને હું તૈયાર છું. પણુ વાત એમ છે કે, મારી જીંદગી—આહઃ મારી જીંદગી છોકરાની જીંદગી જોતાં શું કામની છે ? મારા બીજા નાના નાના દીકરાઓનું શું થશે, એ વિચાર મને નાહિંમત કરી દે છે. આ નાના છોકરાઓનો પ્રેમ આડો આવતો હોવાથી હું કમનસીબ છું કે તમારી ઇચ્છા પાર પાડી શકતી નથી."

સાસુ અને સંન્યાસી વચ્ચે ચાલતો સવાદ સાંભળીને દર્દીની સ્ત્રી અશ્રુપૂર્ણ આંખે પોતાના માબાપને કહેવા લાગી કે, "હે માતાપિતા ! તમારે ખાતર હું આટલો ભોગ આપી શકતી નથી." સંન્યાસીએ એ વાત સાંભળીને તેની તરફ ફરીને કહ્યું કે, "રોગીની માએ તો પોતાની જીન્દગી અર્પવા ના પાડી છે, પણુ તું તારા વહાલા પતિ માટે ભોગ આપવાને શા માટે આનાકાની કરે છે." સ્ત્રીએ કહ્યું કેઃ "અરે ! હું કેવી દુખિયણુ છું ! જો વિધવાપણું મારા નસીબમાં સર્જિત હોય તો તેમ ભલે થાવ, પણુ હું મારાં માબાપને પારકાના દીકરા માટે ભોગ આપી દુઃખી કરવાનો નિશ્ચય મારા મન સાથે કરી શકતી નથી."

આ પ્રમાણે જ દરેક જણુ કંઇ ને કંઇ બાહનું કહાડી છૂટી ગયાં. ત્યાર પછી સંન્યાસીએ રોગીને સંબોધીને કહ્યું કે, "જોયું કે ? તારે માટે કોઇ પણુ જીવ આપવાને તૈયાર નથી. 'જગતમાં કોઇ પણુ વિશ્વાસને લાયક નથી' એ મારા કથનનો અર્થ હવે તું સમજ્યો ?"

બ્રાહ્મણે જ્યારે આ બધું જોયું ત્યારે પોતાનું ઘરબાર તજીને વૈરાગી થઇ, તે સંન્યાસી પાછળ ચાલતો થયો.

૬૧૬. જેને માછલાં પકડવાનો શોખ છે અને અમુક તળાવ કે જળાશયમાં સારી માછલીઓ છે કે કેમ, એ જાણવાની ઇચ્છા હોય તો, જેઓએ એ તળાવમાં પૂર્વે માછલી પકડી હોય, તેની આગળ જઇને પૂછવું જોઇએ કે, "શું આ તળાવમાં સારી મોટી માછલીઓ છે? જો હોય તો તેઓને પકડવાનો ગળ શું છે?" પોતાને જોઇતી માહિતી મેળવી લઇને, પછી તે માછીમાર માછલી પકડવાનો સળીઓ લઇને તે તળાવ ઉપર જાય છે, અને માછલી પકડાય ત્યાં સુધી ધીરજથી અને અક્કલથી માછલી પકડવાની દોરી નાંખી ત્યાં બેસી રહે છે. આ ધીરજના પરિણામમાં અંતે એકાદ મોટી સારી માછલી તેના કાંટામાં સપડાય છે. તેમ જ, સાધુ અને પવિત્રાત્મા પુરુષોના વચનમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી, ભક્તિરૂપી ગળ અને મનરૂપી સળીઆ અને કાંટાથી મનુષ્યે ઇશ્વરને શોધી કહાડી પોતાના અંતઃકરણમાં સ્થાપવાનો પ્રયત્ન કરવો જોઇએ. ધીરજ રાખી મનુષ્ય જો થોભશે, તો જ ઇશ્વરી માછલી પકડવાને તે શક્તિમાન્ થશે.

૬૧૭. કોઇ એક રાજા બ્રહ્મહત્યાનો પ્રાણઘાતક ગુન્હો કરીને તેના પ્રાયશ્ચિત્તાર્થે શું તપ કરવું, તે જાણવાની ઇચ્છાથી એક ઋષિના આશ્રમમાં ગયો. તે સમયે તે ઋષિ મઠમાં નહોતા, પણ તેનો પુત્ર હતો. તે ઋષિપુત્રે તે રાજાની સવિસ્તર હકીકત સાંભળીને કહ્યું કે, 'રામનું નામ ત્રણ વખત લ્યો ને તમારું પાપ નાશ થઇ જશે!' જ્યારે ઋષિએ આવીને પોતાના પુત્રે બતાવેલું પ્રાયશ્ચિત્ત જાણ્યું, ત્યારે તે ઘણા જ કોપાવિષ્ટ થયા અને બોલ્યા, "અનન્ત જન્મમાં કીધેલાં પાપો માત્ર એક જ વાર સર્વ શક્તિમાનનું એક જ નામ લીધાથી નાશ થઇ જાય છે, તો, હે પુત્ર! તારી શ્રદ્ધા કેટલી ઓછી હશે કે તેં ત્રણ વખત નામ લેવાનું સૂચવ્યું! તારા આ ગુન્હાને માટે તું ચાંડાલ થા!" તે પુત્ર તે રામાયણમાંનો ગુહક ચાંડાલ હતો.

૬૧૮. કોઇ એક વખતે દેવર્ષિ નારદના મનમાં એમ ગર્વ આવ્યો કે, મારા કરતાં કોઇ પણ મોટો ભક્ત નથી. શ્રીવિષ્ણુ ભગવાને તેના હૃદયની આ વાત જાણી અને ગર્વ ઉતારવા કહ્યું, "નારદ! તું પૃથ્વીપર અમુક સ્થળે મારો મોટો ભક્ત છે, તેની પાસે જઇને સત્સંગ કર!" નારદજી તે સ્થળે આવ્યા અને જોયું તો એક મોટો કૃષિકાર દીઠો, જે નિત્ય પ્રભાતમાં ઉઠતાં જ એકવાર હરિનું નામ લઇને, તુરત જ હળ લઇને ખેતરમાં જતો હતો ને આખો દિવસ કૃષિનું કામ કરીને રાત્રિના ઘેર આવતો ને પુનઃ હરિનું નામ લઇને સુઇ જતો હતો. આ જોઇને નારદજીએ મનમાં વિચાર કીધોઃ "આ ગામડીયો તે ઇશ્વરનો ખરો પ્રેમી ભક્ત કેમ હશે? હું તેને રાત દહાડો જગતની જંજાળમાં જ ફસેલો દેખું છું ને પવિત્ર ભક્તનાં કાંઇ પણ ચિહ્ન એનામાં દેખાતાં નથી." નારદજી પાછા શ્રીવિષ્ણુ ભગવાન્ પાસે આવ્યા ને પોતાનો વિચાર જણાવ્યો. આ ઉપરથી શ્રીભગવાને કહ્યુંઃ "નારદ! આ એક તેલનો વાટકો છલોછલ ભરેલો છે, તે લઇને શહેરની પ્રદક્ષિણા કરીને આવ; પણ સમાલજે! એક પણ ટીપું જમીનપર પડે નહીં." નારદજી આજ્ઞાનુસાર વર્ત્યા ને પાછા આવ્યા, એટલે શ્રીવિષ્ણુ ભગવાને પૂછ્યું "કેમ નારદજી! કહો તમોએ રસ્તામાં મને કેટલીકવાર યાદ કીધો."

નારદજીએ જવાબ દીધો કે, "એક પણ વખત નહીં મહારાજ! હું આવા તેલથી ઉભરાતા વાટકાની સંભાળ લઉં કે તમારું નામ લઉં?"

શ્રીવિષ્ણુ ભગવાને કહ્યું કે, "જો એક આટલા તેલના વાટકાએ તમારું ધ્યાન એટલું જંજાળી બનાવ્યું કે, તમારાથી એક પણ વાર મારું નામ ન લેવાયું, તો પછી આ ગામડીયા સામું જુવો. તે કેટલી જંજાળમાં અને કુટુંબપોષણની પીડામાં મચી રહ્યો છે, છતાં પણ નિત્ય બેવાર મારું સ્મરણ કરે છે."

૬૧૯. કોઇ એક પાળેલો નોળીઓ ભીંત ઉપરના દરમાં રહેતો હતો. મોટા વજન સાથે બાંધેલી એક દોરી તેને ગળે વિંટાળેલી હતી.

તે નોળીઓ ઘરમાં અને વાડામાં છૂટથી ફરતો ને ધાસ્તીને વખતે દરમાં ભરાઇ જતો. પણ ગળામાં વજન લટકતું હોવાને લીધે તેનાથી વધુ વખત ત્યાં રહેવાતું નહીં. તેવી જ રીતે મનુષ્યો દુઃખ અને વિપત્તિ વેળાએ ઈશ્વરનાં ચરણ, (જે ઉંચી જગ્યાએ તેમના રહેવાનું મુખ્ય સ્થાનક છે તે) તરફ દોરાય છે, પણ થોડા કાળમાં ત્યાંથી સંસારવાસનાના આકર્ષણ (ના વજન)થી ખેંચાઇને પાછા સંસારની રેંટમાળમાં પડે છે.

૬૨૦. એક પૈસાદાર માણસ પોતાની વાડીની વ્યવસ્થા કરવા માટે એક સરકાર—મુનિમને નિયત કરે છે. જ્યારે કોઇ પરોણા આવે છે ત્યારે મુનિમ તેઓનો સારી રીતે સત્કાર કરે છે; તેઓને વાડીના જૂદા જૂદા ભાગોમાં ફરવા અને ઉપગૃહો બતાવવા લઇ જાય છે અને ત્યાં તેઓને કહે છે કે, "શેઠ સાહેબ! અમારા આંબાનાં આ વૃક્ષો છે; આ લીચ્ચીનાં ઝાડો છે; આ અમારું સત્કારગૃહ છે; તેની ભીંતોપર રંગીન ચિત્રો વગેરે કેવાં સુંદર શોભી રહ્યાં છે!" વગેરે ઘણી વાતો સમજાવે છે.

હવે જો વાડીનો માલીક એ મુનિમને પોતાના હુકમ વિરુદ્ધ તળાવમાંથી માછલીઓ પકડતાં જોય, તો તેની શી દશા થાય, તેની તમને ખબર છે? તે એને એકદમ ધરી મારી વાડીમાંથી કહડાવી મૂકે છે. સાથે સાથે આ જ માણસ પૂર્વ પરોણાઓને વાડી બતાવતી વખતે કહેતો હતો કે, "આપણું આ" અને "આપણું તે" એ વાત ધ્યાનમાં લ્યો.

મુનિમનું "મારું" અને "આપણું" કહેવું, એ અજ્ઞાનનું ફળ હતું, માટે જ એને દુઃખ પણ ભોગવવું પડે છે.

૬૨૧. વાછરડું આરડે છે ત્યારે "હમ્, હમ્" અથવા "અહમ્, અહમ્" કહે છે. આટલા આ અહંકારના ઉચ્ચાર માત્રથી કેવાં દુઃખો વેઠવાં પડે છે, તેનો વિચાર કરો. જ્યારે વાછરડું મોટું થાય છે કે તેને હળ સાથે જોડવામાં આવે છે; સૂર્યના પ્રખર તાપમાં અને ધોધમાર પડતા વરસાદમાં એને સવારથી તે સાંઝ સુધી કામ કરવું પડે છે; જો

કસાઇના સપાટામાં આવી પડે છે તો તે એને મારી નાંખે છે, વળી તેના ચામડાને કેળવીને જોડા બનાવવામાં આવે છે; અથવા તો તેનાથી પડઘમો અને ઢોલો મઢવામાં આવે છે અને તેના ઉપર હાથથી કે લાકડીઓવડે સખ્ત પ્રહાર કરવામાં આવે છે; અને છેલ્લે એના આંતરડામાંથી રૂ પીંજવાના યંત્રની તાંત જ્યારે બનાવવામાં આવે છે ત્યારે બીચારા તે ગરીબ પ્રાણીના દુઃખનો છેડો આવે છે. એનું કારણ એ કે, તે હવે "હમ્, હમ્" કહેવાનું મૂકી દઇ, "તું હી, તું હી" કહે છે.

જે માણસ પોતાનો સર્વ અહંભાવ ભૂલી જઇને, આત્મસંયમ કરતાં શીખેલા હોય છે, તેજ માત્ર મુક્તિ પ્રાપ્ત કરી શકે છે, એ ઉપલી વાતનું તાત્પર્ય છે.

આ વાત ઉપરથી બીજો ધડો લેવાનો છે તે એ કે, જ્યાં સૂધી મર્મસ્થાન (વાછરડાના આંતરડા) ઉપર પ્રહાર કરવામાં આવતા નથી, ત્યાં સૂધી અહં (ભાવ) ભાગ્યે જ દૂર કરી શકાય છે. જ્યાં સૂધી મર્મસ્થાન ભેદાતું નથી, એટલે જ્યાં સૂધી સંપત્તિ, પુત્ર, મિત્ર વગેરે તરફથી આપત્તિ આવી પડતી નથી અને તેમના વિયોગનો ઘા હૃદય ઉપર થતો નથી, ત્યાં સૂધી માણસ ભાગ્યે જ "તુંહી, તુંહી" કહે છે. એટલું જ નહિ પણ જ્યારે સખ્ત પ્રહારો ઉપરાચાપરી પડે છે ત્યારે "તુંહી" કદાચિત્ અહંભાવનું સ્થાન લે કે ન લે, એ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી.

૬૨૨. લોભ દુઃખનું અને સંતોષ એ સુખનું મૂળ છે. કોઇ એક હજામ એક યક્ષના વાસવાળા વડ પાસે થઇને જતો હતો. તેવામાં તેણે અંતરિક્ષમાંથી એવા શબ્દ સાંભળ્યા કે, "તું સોનાના સાત ચરૂઓ લેશે?" તેણે ગભરાટથી આસપાસ જોયું, પણ પુનઃ તે શબ્દના અવાજ શિવાય બીજું કાંઇ પણ તેણે દીઠું કે સાંભળ્યું નહીં. આ પ્રશ્નના પુનઃ શ્રવણથી તેનો લોભ જાગ્રત થયો. તે બોલ્યોઃ "જો કૃપાળુ પ્રભુએ મારા જેવા પામર પ્રાણીપર દયા કરીને આવી અઢળક દોલતનો વર્ષાદ વર્ષાવ્યો છે, તો તે ગ્રહણ કરતા મારે શા માટે અચકાવું જોઇએ?"

તે યક્ષે તુરતજ પ્રત્યુત્તર આપ્યું: "ઘેર જા, હું તે ચરુઓ તારે માટે ત્યાં મૂકી આવ્યો છું." એ સાંભળી તે હજામ અતિશય હરખાઇ ગયો અને હર્ષભેર દોડ્યો દોડ્યો ઘેર જઇને બક્ષીસમાં મળેલા તે ચરુઓ એક પછી એક તપાસવા લાગ્યો, તો તેમાં છ ભરેલા અને એક અડધો ભરેલો તેણે દીઠો. હવેથી તેના હૃદયમાં આ છેલ્લો ચરુ ભરવાનો લોભ જાગ્રત થયો. તેથી તેણે પોતાના ઘરમાંના સર્વે સોના રૂપાના દાગીના વેચી નાંખ્યા અને તેનાં નાણાં તેમાં ભર્યાં, છતાં તે ખાલી જ રહ્યો. આથી તેણે કરકસર કરી હલકા, સાદા ને સસ્તા ખોરાકપર રહેવા માંડ્યું તથા એકવાર ખોરાક ખાઇને રહેવા માંડ્યું. આવાં અનેક દુઃખો સહન કરીને તે પૈસા બચાવવા લાગ્યો અને તે પૈસા પેલા સાતમા ચરુમાં ઉમેરવા લાગ્યો, પણ ચરુ ભરાયો નહીં. આથી તેણે એક વાર રાજાને કહ્યું કે, "મહારાજ! મારો પગાર વધારો, કારણ કે આટલામાં મારું તથા મારા કુટુંબનું પૂરું થતું નથી." તે હજામ રાજાનો માનીતો હોવાથી રાજાએ તેનો પગાર વધારીને બેવડો કીધો. હજામે હવેથી તેનો સઘળો પગાર અને બીજી સઘળી ઉપજ તે ખાલી ચરુમાં ભરવા માંડી તથા પોતે ભિક્ષા માંગી નિર્વાહ કરવા લાગ્યો; છતાં પણ તે લોભીનો અધુરો ચરુ તો પૂર્ણ થયો જ નહીં. તેથી તે દિનપ્રતિદિન દુર્બળ અને ચિંતાતુર દેખાવા લાગ્યો. રાજાએ તેને આવો દુર્બળ થયેલો જોઇને એક દિવસે પૂછ્યું કે, જ્યારે તારો માસિક પગાર હાલ કરતાં અડધો હતો, ત્યારે તું વધુ આનંદી, વધુ સુખી અને વધુ સંતોષી, તેમ જ ઘણો જ નીરોગી દેખાતો હતો અને હવે પગાર વધવા છતાં પણ દિનપરદિન તું આવો બળિયેલ, ચિંતાથી કૃશ અને દુઃખી કેમ થતો જાય છે રે? તને શું થાય છે? તેં પેલા સોનાના સાત ચરુઓ તો સ્વીકાર્યા નથીને?" તે હજામ આવી રીતે રાજાને પોતાની ગુહ્ય વાર્તા જાણી ગયેલો જોઇને દિગ્મૂઢ બની ગયો અને ગભરાઇ હાથ જોડીને પૂછવા લાગ્યો: "મહારાજ! આપને આ વાર્તા કોણે કહી?"

રાજા બોલ્યો: "જે કોઇ પણ યક્ષે આપેલી પુંજી સ્વીકારે છે, તેના તારા જેવા જ હાલ થાય છે; તારા શરીરપરની તે નિશાનીથી હું એ વાત જાણી ગયો છું! પણ એ ચરુને એકદમ ફેંકી દે, કારણ કે તેમાંની એક રાતી પાઇ સરખી પણ તારાથી વપરાશે નહીં. એ કાંઇ વાપરવાનું ધન નથી, પણ સંચી રાખવાનુંજ છે!" તે હજામ આ શિખામણથી સમજી ગયો ને તે ઝાડ પાસે જઇને બોલ્યો કે, "ઓ ભાઇ યક્ષ! દયા કરીને તું તારા આપેલા ચરુ પાછા લેઇ જા, હું તો તેથી ધરાયો!" અને જ્યારે તે ઘેર પાછો ફર્યો ત્યારે તેણે જોયું તો તેના ઘરમાંથી ચરુઓ ગયા હતા અને સાથે સાથે આખી જીન્દગીમાં કરકસર કરી, પેટ બાળી બચાવેલું પોતાનું સર્વ ધન પણ ચાલી ગયું હતું. પણ તે દિવસથી તે અતિશય સુખ અને શાંતિમાં રહેવા લાગ્યો.

૬૨૪. શ્રીકૃષ્ણ પરમાત્માના સખા અર્જુનના મનમાં એક વખત એવો ગર્વ આવ્યો કે, તેના જેવો શ્રીકૃષ્ણનો ભક્તિપરાયણ પ્રેમી ભાગ્યે જ કોઇ હશે. સર્વજ્ઞ પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્રે તેના હૃદયની વાત જાણીને અર્જુનને પોતાની સાથે એક વાર બહાર ફરવાને તેડી ગયા. તેઓ થોડે દૂર ગયા નહોતા કે તેઓને સુકું ઘાસ ખાતો શસ્ત્રધારી અને નવી તરવાર બાજૂએ ચળકાવતો એક બ્રાહ્મણ સામો મળ્યો. અહિંસકવૃત્તિ પાળનારો, અને લીલા ઘાસમાં પણ ચેતન છે માટે તે મૂકી દઇને સુકા ઘાસવડે જીવન ગાળનાર તે બ્રાહ્મણને, અર્જુને પરમ સાધુ અને વૈષ્ણવ તરીકે તુરત ઓળખ્યો; આટલું છતાં તેના અહિંસક ધર્મથી વિરુદ્ધ તે બ્રાહ્મણ શા માટે ધારદાર તરવાર ધારણ કરીને ફરતો હતો, તે અર્જુનને સમજાયું નહીં. આનું ખરું કારણ તુરત જ સમજાયાથી, અર્જુને પરમાત્મા તરફ વળીને પૂછ્યું કે, "આમ કેમ? આ માણસે હિંસા કરવાનો સદંતર ત્યાગ કીધો છે, અને કોઇને ઇજા ન થાય તેટલા માટે સુકા ઘાસપર જીવે છે, તે છતાં એ શા માટે પ્રાણઘાતક ધિક્કારવા જોગ ચિહ્નો સાથે લઇને ફરે છે?" શ્રીકૃષ્ણે કહ્યું

કે, "તું એને જ પૂછી જોની." તેપરથી અર્જુન તે બ્રાહ્મણ પાસે ગયો અને પૂછ્યું કે, "હે સાધુ પુરુષ! તમે જીવધારી કોઈ પણ પ્રાણીની હિંસા કરતા નથી, તેમ જ તમે સુકા ઘાસ ઉપર જીવો છો; તો શા માટે તીક્ષ્ણ તરવાર બાજૂએ ધારણ કરી ફરો છો?" બ્રાહ્મણે કહ્યું: "જો મને મળે તો ચાર જણાઓને એનાથી શિક્ષા કરવાની મારે ઇચ્છા છે." અર્જુને પૂછ્યું: "તેમાં પ્રથમ કોણ છે?" બ્રાહ્મણ બોલ્યો: "પહેલો તો હરામખોર નારદ છે." અર્જુને પૂછ્યું: "કેમ, કેમ! એણે એવું શું કીધું છે?" બ્રાહ્મણે ઉત્તર આપ્યો: "શા માટે નહિ; એ હરામખોરની ધૃષ્ટતા તો જો: નિરંતર તે મારા નાથને વાજીંત્ર વગાડી કીર્તન કરી જાગૃત રાખ્યા કરે છે. મારા પ્રભુને સુખ કેમ થાય તેનો તેને કશો વિચાર નથી, રાત્રિદિવસ, ગમે તે ઋતુમાં કે કઋતુમાં, એ નાથની પ્રાર્થના કરી, એના ગુણાનુવાદ ગાઇને મારા પ્રભુની શાંતિમાં અહર્નિશ ભંગ પાડે છે."

અર્જુને પૂછ્યું: "બીજો મનુષ્ય કોણ છે?" બ્રાહ્મણે કહ્યું: "તે અવિચારી દ્રૌપદી." અર્જુને પૂછ્યું: "તેનો શો વાંક થયો?" બ્રાહ્મણ બોલ્યો: "આ સ્ત્રીની તદ્દન અવિચારી ધૃષ્ટતા તો જો. જ્યારે મારા પરમ કૃપાળુ સ્વામી જમવાને બેસતા હતા, ત્યારે જ તેને પોતાની વાહારે ધાવાને માટે એકદમ પોકાર કર્યો. એથી કરીને મારા નાથને પોતાનું પીરસેલું ભોજન છોડી દઇને તુરત પાંડવોને દુર્વાસાના શાપથી બચાવવાને ખાતર દોડતા કામ્યવનમાં જવું પડયું હતું. દ્રૌપદીની અવિચારી વર્તણુક કેવી કે તેણે મારા નાથને પોતાનો ઉચ્છિષ્ટ પ્રસાદ ખવડાવ્યો!"

અર્જુને પૂછ્યું: "ત્રીજો કોણ?" બ્રાહ્મણે કહ્યું: "હૃદય શૂન્ય પ્રહ્લાદ. તે એવો ક્રૂર હતો કે, તેને ઘડીભર પણ વિચાર કરવાને થોભ્યા વગર મારા નાથને તેલની ઉકળતી કઢાઇમાં પ્રવેશ કરવાનું, ભારે વજનવાળા હાથીઓના પગ તળે ચગદાતી વખતે વચ્ચે આવી રક્ષણ કરવાનું, અને અભેદ્ય લાલ ચોળ તપ્ત સ્તંભ તોડી પ્રગટ થવાનું કહ્યું

હતું. એવો એ હૃદયશૂન્ય અને ક્રૂર ભક્ત હતો. મારા નાથને જરા પણ વાર જંપીને બેસવા એણે દીધા નથી."

અર્જુને પૂછ્યું: "ત્યારે હવે ચોથો કોણ?" બ્રાહ્મણે કહ્યું: "એ તો નિર્દય અર્જુન." અર્જુને પોતાનાપર તવાઈ આવતી જોઇને હીંમત પકડી પૂછ્યું: "કેમ વારુ, તેણે શું ગુન્હો કીધો છે?" બ્રાહ્મણ બોલ્યો: "અરે! વળી એની ધૃષ્ટતા તો જો! કુરુક્ષેત્રના મહાયુદ્ધ સમયે તેણે મારા નાથને સારથિ બનાવ્યા." બ્રાહ્મણની ઉચ્ચ ભક્તિ અને અગાધ પ્રેમ જોઇને અર્જુન તો આશ્ચર્ય ચકિત થઈ ગયો, અને શ્રીકૃષ્ણ પરમાત્માનો પોતે જ એકલો પરમભકત અને પ્રેમી છે, એવા જે અહંકારે તેના હૃદયમાં વાસો કર્યો હતો, તે તે જ પળે ગળી ગયો.

૬૨૪. એક દેવમંદિરની પડોસમાં એક સંન્યાસી રહેતો હતો. તેની ઝુંપડીની સામેની બાજુએ એક વેશ્યાનું ઘર આવેલું હતું તેની સાથે સમાગમ કરવાને અહર્નિશ ઘણાં માણસો ત્યાં આવતાં હતાં. આ જોઇને સંન્યાસીએ એક દિવસે તે વેશ્યાને બોલાવીને ઠપકો આપતાં કહ્યું કે, "તું મહાન્ પાપી છે; તું રાત્રિદિવસ હમેશાં પાપ જ કર્યા કરે છે. તારી મૃત્યુ પછી શી ગતિ થશે, તેનો તેં વિચાર કર્યો છે? તને ઘણું જ દુઃખ ભોગવવું પડશે!" પોતાનાં અપકૃત્યો માટે તે વેશ્યા અત્યંત દિલગીર થઇ અને ઈશ્વરને તેનાં કૃત્યો માટે ક્ષમા આપવાને મનમાં ને મનમાં પ્રાર્થના કરવા લાગી. પણ વેશ્યાવૃત્તિ એનો કુળધર્મ હતો અને જીવનનું માત્ર એ એક જ સાધન હતું, તેથી તેને પુનઃ તેનો જ આશરો લેવો પડ્યો હતો; અને જ્યારે જ્યારે તેનું ભૌતિક શરીર કંઇ પણ પાપ કરતું ત્યારે હૃદયની ઉંડી લાગણીથી પશ્ચાત્તાપ કરતી, અને પોતાના મનની નિર્બળતા માટે પોતાને ઘણો ઠપકો આપતી, અને પોતે કરેલા પાપની ક્ષમા માટે ઈશ્વરની નિત્ય પ્રાર્થના કરતી હતી. આ રીતે જો કે તેને પોતાની આજીવિકા માટે પાપકૃત્યો કુળધર્મ પ્રમાણે કરવાં પડતાં હતાં, તોપણ સંન્યાસીની

શિખામણ તેના હૃદયમાં ઉતરેલી હતી, તેથી તેની માનસિકવૃત્તિ સદા ઈશ્વર પ્રતિ પ્રેરાયલી રહેતી હતી, તે એટલે સુધી કે, તેને હરેક કાર્યમાં તેનું જ ધ્યાન રહેતું હતું. પેલા સંન્યાસીને એમ લાગ્યું કે, તેના ઉપદેશની કંઇ પણ અસર તે વેશ્યાના હૃદયપર લાગી નથી, તેથી શોક કરીને મનમાં વિચાર કરવા લાગ્યો કે, "આ સ્ત્રીની જીંદગીમાં તેની સાથે સમાગમ કરવાને કેટલા માણસો આવે છે, તે મને બરોબર તપાસવા દે." તે દિવસથી જ્યારે તે વેશ્યાના ઘરમાં કોઇ માણસ આવતો કે તુરત સંન્યાસી બાવા પોતાની તુંબડીમાં એકેક કાંકરો નાંખીને તેઓની સંખ્યા ગણતો, અને તે પોતાની ઝુંપડીની બાહર બેસી રહી ઈશ્વરનું ધ્યાન વગેરે કરવાનું પોતાનું આવશ્યક કર્મ મૂકી દઇ તે વેશ્યાના વર્તનની નિરીક્ષા કરવા લાગ્યો. જ્યારે તેની તુંબડી ભરાઇ ત્યારે એક દિવસે સંન્યાસીએ વેશ્યાને બોલાવી, તેણે કેટલા માણસોની જીંદગી બગાડી હતી તે કાંકરાના પેલા ઢગલાથી તેને દર્શાવ્યું. ત્યાર પછી શિખામણ આપતાં તેને કહ્યું કે, "હે સ્ત્રી! આ ઢગલો તું જો. મેં તને છેલ્લી શિખામણ આપી, તને પાપકર્મમાંથી નિવૃત્ત થવાને જ્યારથી કહ્યું છે, તે પછી તેં પુનઃ કેટલાં ઘોર પાપો આચર્યાં છે, તે આ પ્રત્યેક કાંકરો કહી આપે છે. હવે પણ હું તને ફરી એક વાર ચેતાવું છું કે, હજી પણ દુષ્કર્મ કરતી તું અટક અને ઈશ્વર પ્રતિ તારું મન વાળ. હજુ પણ ઈશ્વર તારાપર કૃપા કરી, જો તું પશ્ચાત્તાપ કરી ભક્તિ કરશે તો, તને તારા પાપકર્મનાં ફળ ભોગવવાથી મુક્તિ આપશે." પોતાનાં પાપકર્મ કેટલાં છે, તે દર્શાવનારો કાંકરાનો ઢગલો જોઇને તે વેશ્યા મૂંજવા લાગી, અને સહૃદય અને અશ્રુપૂર્ણ ચક્ષુએ પોતાના મનની નિર્બળતા માટે ઈશ્વરની પ્રાર્થના કરવા લાગી, અને ખરા અંતઃકરણથી પશ્ચાત્તાપ કરતી કહેવા લાગી કે, "હે ઈશ્વરા! હું જે પ્રકારની જીંદગી ગાળું છું, તેમાંથી શું તું મને મુક્તિ નહિ આપે? અરે રે! મારી શી ગતિ થશે? હું શું કરું? તારા વિના મને આ નરકમાંથી કોઇ છોડાવી

શકે તેમ નથી." તેની આ પ્રાર્થના પરમ કૃપાળુ ઈશ્વરે સાંભળી, અને તે જ દિવસે એક યમદૂત તેને તેડવા આવ્યો, અને તે અંતે પંચત્વને પામી. ઇશ્વરની અકલિત ઇચ્છાને યોગે એવું બન્યું કે, તે જ દિવસે પેલા સંન્યાસીનો આત્મા પણ આ ક્ષણભંગુર જગતને ત્યજી ગયો. વિષ્ણુના પાર્ષદો અને યમદૂતો આ બન્ને આત્માઓને તેડવાને આવ્યા, અને વિષ્ણુના પાર્ષદો પેલી વેશ્યાના આત્માને વિમાનમાં બેસાડી વૈકુંઠ લોકમાં લઇ ગયા; અને યમદૂતો સંન્યાસીના સૂક્ષ્મ શરીરને નરકમાં લઇ ગયા. વેશ્યાનું ભાગ્ય ફળેલું જોઇને સંન્યાસી બોલી ઉઠયો કે, "શું ઈશ્વરના ઘરનો આવો ઉંધો ન્યાય છે? મેં મારી આખી જીન્દગી દીનભાવથી તપશ્ચર્યા કરીને વ્યતીત કીધી છે, તે છતાં મને નરકમાં લઇ જવામાં આવે છે! અને પેલી રાંડ વેશ્યા, કે તેણે પોતાની આખી જીન્દગી પાપકર્મમાં ગુમાવી છે, તેને સ્વર્ગમાં લઇ જવામાં આવે છે. આ તે કેવી વિચિત્રતા! આ સંન્યાસીનું બોલવું સાંભળીને વિષ્ણુના પાર્ષદો બોલ્યા: "ઈશ્વરની આજ્ઞા સદા ન્યાયયુક્ત હોય છે! તું જેવું સતત વિચારતો હતો તેવું ફળ તને મળ્યું છે. માન અને કીર્તિ મેળવવાને અર્થે તું બાહ્યવેષ અને આડંબર ધરી સંન્યાસીનું જીવન ગાળતો હતો, અને ઇશ્વરે તને તેનું ફળ આપ્યું હતું. ઈશ્વરને માટે તારું અંતઃકરણ કદી પણ તીવ્ર આતુર થયું નહોતું. આ વેશ્યા અંતઃકરણપૂર્વક દિવસ રાત્રિ ઈશ્વરની પ્રાર્થના કરતી હતી. જો કે તેનું શરીર પાપકર્મનું ભોગી થતું હતું. તું જરા નીચે જો, અને તારા શરીરની તથા આ વેશ્યાના શરીરની શી વ્યવસ્થા થાય છે, તેનું ધ્યાન દઇને અવલોકન કર. તેં તારા ભૌતિક શરીરવડે કોઇ દિવસ પાપ કર્યું નથી, તે માટે લોકો તેને પુષ્પાદિકની માળાથી શણગારે છે, અને પવિત્ર ગંગા નદીને તીરે તેને વાજતે ગાજતે ધામધુમથી લઇ જાય છે. પણ આ વેશ્યાનું શરીર કે જેનાવડે તે પાપકર્મ આચરતી હતી, તેને ગીધો અને શિયાળવાંઓ ફાડી ખાય છે અને ટુકડે ટુકડા કરી નાંખે છે. જો કે તેનું શરીર પાપનો ભોગ થયું હતું.

તોપણ તેનું અંતઃકરણ અને મન પવિત્ર હતાં, અને તેનાથી કદી પણ તે ઇશ્વરનું ધ્યાન કરવાનું ચૂકતી નહોતી, અને પોતાને વેશ્યાનો અવતાર મળ્યો, તે માટે પશ્ચાત્તાપ કરી, તેમાંથી છૂટવાની ઈશ્વરની ખરા પ્રેમ ને મનથી પ્રાર્થના કરતી હતી; એટલા માટે એનું સૂક્ષ્મ શરીર સ્વર્ગમાં જાય છે. તારું હૃદય કે જે વેશ્યાનાં પાપો જોવામાં નિત્ય ગુંથાયલું રહેતું હતું, તે નિત્યની એવી ટેવથી અપવિત્ર બન્યું હતું. એને લીધે તું ઈશ્વરનું ધ્યાન ધરવામાં અને અવશ્યનાં કર્મો કરવામાં મોળો પડ્યો હતો. તે એટલે સુધી કે તું ઈશ્વરનું ધ્યાન તદ્દન ભૂલી ગયો હતો, એટલા માટે તને અપવિત્રાત્માના લોક વિષે લઇ જવામાં આવે છે. ખરેખરી રીતે જોતાં એના કરતાં તું વધારે વ્યભિચારી બન્યો હતો. માણુસ મનથી જેવું ધારે છે તેવું પામે છે."

ઘણા માણસોને પોતાનો ખરો ધર્મ મૂકી દઇને પારકાના દોષ જોવાની કુટેવ પડી હોય છે. તેઓએ આ દૃષ્ટાંત પોતાની આંખ આગળથી કદી ખસવા દેવું નહિ.

૬૨૫. એક માણસ પોતાના રોગી બાળકના ઔષધને માટે પોતાના હાથ ઉપર તેને બેસાડીને એક સાધુ પુરુષ પાસે લઇ ગયો. તે પવિત્ર માણસે તેને બીજે દિવસે આવવાનું કહ્યું. બીજે દિવસે જ્યારે તે માણસ તેની પાસે આવ્યો, ત્યારે સાધુએ કહ્યું: "આ બાળકને કદી મીઠાઇ ખાવા આપશો નહિ તો ત્વરાથી એ સારો થઇ જશે.' પેલા માણસે કહ્યું: "સ્વામિજી! આ વાત તો તમે ગઇ કાલે પણ કહી હોત." સાધુ બોલ્યા: "હા, મેં તને કહી હોત પણ ગઇ કાલે મારી સમક્ષ સાકરનો એક ઢગલો પડેલો હતો; તારો બાળક તે જોઇને મનમાં એમ નક્કી જ ધારતે કે, બાવાજી તો દંભી–ઢોંગી છે; તે બીજાને સાકર ખાવાની ના પાડે છે, પણ પોતે તો જોઇએ તેટલી અડાવે છે. બીજાને શિખામણનો ઉપદેશ કરતાં પહેલાં પોતે તે પ્રમાણે આચરવું જોઇએ."

૬૨૬. કોઇ એક સાધુ પાસે એક માણસ અતિ દીનભાવને

ઢોંગ ધારણ કરીને કહેવા લાગ્યો કે, "પવિત્ર ગુરુ મહારાજ! હું ઘણો હલકી જાતનો માણસ છું, માટે કૃપા કરીને હું કેમ ઈશ્વરને પામું, તેનો માર્ગ મને દર્શાવો." તે માણસનું હૃદય જોઇને સાધુએ તેને કહ્યું કે, "વારુ, જા અને તારાથી પણ હલકું અને ખરાબ કંઇ પણ આ જગતમાં હોય તો તે લઇ આવ." તે પુરુષ બહાર ગયો અને આસ-પાસ શોધવા લાગ્યો, પણ પોતાની પાસે પોતાના કરતાં ખરાબ કંઇ હોય એવું તેને કશુંએ ન દેખાયું; અંતે પોતે ત્યાગ કરેલી વિષ્ટા તેની નજરે પડી. તે જોઇને બોલ્યો કે, "ઠીક, મારા કરતાં પણ ખરાબ આ વસ્તુ છે." અને સાધુ પુરુષ પાસે તેને લઇ જવાને જેવો તે માણસે પોતાનો હાથ લંબાવ્યો કે, દુર્ગંધ મારતી તે વિષ્ટામાંથી એક ગેબી અવાજ નીકળ્યો કે, "હે પાપાત્મા! તું મને અડકતો નહિ. હું પ્રથમ સૌગંધમય મધુરું પકવાન્ન હતું; તે સમયે દેવો મારા ભોક્તા થવાને લાયક હતા, અને મારી પ્રતિ દૃષ્ટિ નાંખનારાઓને હું આનંદરૂપ હતું; પણ કમનસીબના યોગે હું તારા હાથમાં આવી પડ્યું, અને તારા પાપી સ્પર્શથી મારી આવી અવસ્થા થઇ છે; તેને લીધે તો લોકો પોતાના નાકપર રુમાલ દબાવતા, અને આડું મોહડું કરીને મારી તરફ નજર નાંખ્યા વગર જ ચાલ્યા જાય છે. મારો તારી સાથે માત્ર એકવાર જ સંગ થયો અને હું આવી અધમ દશામાં આવી પડ્યું છું. જો તું પાછો મારો સ્પર્શ કરશે તો ઈશ્વર જાણે મારી પુનઃ વધારે કેવી અવદશા થશે!" પેલો માણસ આ દૃષ્ટાંતપરથી ખરો દીન–નમ્રભાવ શો છે તે બરાબર શિખ્યો અને ખરા દાસભાવનો આગ્રહ ધારણ કર્યો. આ પ્રમાણે નમનતાઇનું નીચાણ કબુલ કરવે મોહટાઇના ઉંચાણ–મોક્ષપદપર તે અંતે પહોંચ્યો,

૬૨૭. આ જગતમાં જે કંઇ છે તે બ્રહ્મ જ છે, એવું ઉત્કૃષ્ટ અદ્વૈત જ્ઞાન ગુરુ પાસેથી સંપાદન કરીને એક રાજા અતિ આનંદ પામ્યો અને પોતાના ગામમાં આવીને રાણીને કહેવા લાગ્યો કે, "તું રાણી

અને તારી દાસી, એ બેમાં કોઇ પણ પ્રકારનો ભેદ નથી; માટે આજથી અમુક દાસી મારી રાણી થશે અને ગણાશે." પોતાના સ્વામીનું આવું નિર્લજ્જ વચન સાંભળીને રાણી તો આશ્ચર્યચકિત થઇ ગઇ. આ ફેરફારનું સત્ય કારણ શોધી કાઢી, તે ગુરુ મહારાજ પાસે ગઇ અને શોકાતુર હૃદયે બોલી કે, "ગુરુદેવ! તમારા ઉચ્ચ ઉપદેશનું કેવું અનિષ્ટ પરિણામ આવ્યું છે તે જરા જુવો." અને પછી સર્વ વિગત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. ક્રોધાવિષ્ટ થયેલી રાણીને ગુરુ મહારાજે આશ્વાસન આપી શાંત પાડી અને કહ્યું કે, "આજે જ્યારે રાજાધિરાજ મહાપ્રસાદ લેવા આવે ત્યારે તું ભાતની સાથે છાણ પણ પીરસજે." જમવાનો સમય થયો ત્યારે ગુરુ મહારાજ અને રાજા સાથે ભોજન લેવાને બિરાજ્યા. પોતાના ભાણામાં છાણ પીરસેલું જ્યારે રાજાએ જોયું ત્યારે તે કેટલો ગુસ્સે થઇ ગયો, તેનો કોણ ખ્યાલ કરી શકશે? ગુરુ મહારાજ રાજાને ક્રોધપરાયણ થયેલો જોઇને શાંતિથી વદ્યા કે, "સમ્રાટ્! તું તો અદ્વૈતનો ઉપાસક છે; શા માટે તું છાણ અને ભાતના ઢગલામાં અંતર જોય છે?" રાજા તો આથી વધારે ક્રોધાયમાન થયો અને વિવેક ભૂલી જઈ બોલ્યો કે, "તું તારા પોતાને અદ્વૈતાનુભવી તરીકે માનવામાં ગર્વ ધરાવે છે તો જરા આ છાણ ખાઈ તો જો." ગુરુ મહારાજ બોલ્યા, "તથાસ્તુ" અને જરા પણ વિકાર પામ્યા વગર એકદમ પોતે પશુમાં પલટાઈ ગયા, અને ઘણી ઉલટથી ગાયનું તે છાણ એકદમ ખાવા લાગ્યા; ખાઇ રહીને પુનઃ મનુષ્યનો આકાર ધારણ કર્યો. રાજા આથી શરમિંદો પડી ગયો, અને ગુરુદેવની ક્ષમા માંગી, અને પુનઃ ભવિષ્યમાં કદી પણ રાણી આગળ મૂર્ખતા ભરેલી અધુરા જ્ઞાનની વાતો કરી નહિ.

૬૨૮. ચોખાના કોઠારના દરવાજા આગળ ઉંદરોને પકડવા માટે સેકેલા ચોખાની પુરી, ગળ તરીકે મૂકીને છટકાંઓ ગોઠવવામાં આવે છે. આ સેકેલા ચોખાની સુવાસથી ખેંચાઇને છટકાંઓમાં ઉંદરો ચોખા ખાવાની લાલચે આવે છે, પણ તે બીચારાં ચોખાનો સ્વાદ લે, તે

પૂર્વે તો છટકાના જોરથી પકડાઈ મરી જાય છે. તેવી જ સ્થિતિ જીવાત્માની છે. સચ્ચિદાનંદ કે જેની આગળ આ જગતના વિષયોના ભોગથી ઉત્પન્ન થતા વિવિધ આનંદો તુચ્છ છે, તેના દ્વાર આગળ જ આ જીવાત્મા જો કે ઉભો છે, તોપણુ તે તેનો આનંદ ન લૂટતાં જગતના તુચ્છ વિષયાનંદથી લલચાઇને મોતની મોહજાળમાં ફસાઈ પડે છે, અને તેમાં જ મૃત્યુ પામે છે.

૬૨૯. રામકૃષ્ણુ પરમહંસે એક વખતે કહ્યું કે, એક સ્થળે મેં ખેસી કરાવેલા બે બળદોને જોયા. એક ગાય તે વખતે ત્યાંથી પસાર થતી હતી. તેને જોઇને તેમાંનો એક બળદ વિષયાતુર બની ઉશ્કેરાઈ ગયો, જ્યારે બીજો તદ્દન શાંત રહ્યો. ખેસી કરાવેલા આ બળદની આવી વર્તણૂંક જોઇને મેં તેની પૂર્વની જીવનકથા વિષે તપાસ કરાવી, ત્યારે મારા જાણુવામાં આવ્યું કે, એક વાર ગાય સાથે સંયોગમાં આવી ગયા પછી મોટા થયા બાદ પેલા બળદને ખેસી કરાવેલી, અને બીજાને તો નાહનો હતો ત્યારે જ ખેસી કરાવેલી હતી. સંસ્કારની અસર પણુ આવી જ છે. જે સાધુઓ, વિષયાનંદનો ભોગ લીધા પૂર્વે જ સંસાર ત્યાગી ગયેલા હોય છે તેઓ કદી પણુ સ્ત્રીનાં દર્શન સ્પર્શનથી ચલાયમાન થતા નથી, પણુ જેઓ ગૃહ કુટુંબની જાળમાં પડી વિષયાનંદ ભોગવે છે, અને પછી મોટપણે ભગવાં વસ્ત્ર ધારણુ કરે છે, તેઓમાં ઘણાં વર્ષોના તપશ્ચરણુ અને મનોનિગ્રહ પછી પણુ પૂર્વના સંસ્કારોની વાસનાનો પુનઃ ઉદય થવાનો સંભવ રહે છે.

૬૩૦. મહાન્ શંકરાચાર્યની સેવામાં એક મૂર્ખ શિષ્ય હતો. તે દરેક વાતમાં ભગવાન શંકરાચાર્યની નકલ કરતો હતો. જ્યારે શંકરાચાર્ય શિવોઽહમ્ કહેતા ત્યારે પેલો શિષ્ય પણુ શિવોઽહમ્‌નો પ્રતિધ્વનિ કરતો. શિષ્યનો ભ્રમ ટાળવાને એક દિવસે શ્રીશંકરાચાર્ય એક લૂહારની દુકાન આગળથી પસાર થતી વખતે તેની ભઠ્ઠીપર ચઢાવેલી લોખંડ ગાળવાની મોટી મુસમાંથી એક ખોબો ભરીને ધગધગતા લોખંડનો રસ પી ગયા,

અને પછી પેલા શિષ્યને પણ તે પ્રમાણે કરવાનું કહ્યું. આ વખતે ગુરુએ જેમ કીધું તેમ કરવાની શિષ્યમાં શક્તિ નહોતી, એટલે ત્યાર પછી સમજી જઇને તેણે શિવોઽહમ્ કહેવાનું મૂકી દીધું. મોટાની ખોટી નકલ કરવી એ સદા ભૂલ ભરેલું છે, પણ મોટાનો સાદો દાખલો લઇ પોતાની વર્તણુક સુધારવી એ પ્રત્યેકની ફરજ છે.

૬૩૧. એક તળાવની આસપાસ નાહવાને માટે ઘણા ઓવારા બાંધેલા હોય છે; ગમે તે ઘાટપર થઇને જે માણસ તેમાં નાહવાને ઉતરે છે, અથવા તો પોતાનું પાત્ર પાણીથી ભરવાને ઇચ્છે છે તે તળાવમાંથી પાણી ભરી લે છે; તેને સર્વ બાજુએથી પાણીનો લાભ થાય છે, અને જે કોઇ પોતાના એક ઓવારાને બીજા ઓવારાથી વધારે સારો માની તે વિષે તકરાર કરે છે તેના જેવા વ્યર્થ શક્તિ ગુમાવનારા કોઇ નથી. તે પ્રમાણે સચ્ચિદાનંદના પ્રવાહરૂપી પાણીને પહોંચવાને અનેક પ્રકારના ઘાટ અને ઓવારા બાંધેલા છે. જગતમાંનો પ્રત્યેક ધર્મ એમાંનો એક ઓવારો જ છે. ખરા અંતઃકરણ અને પૂર્ણ ભક્તિભાવપૂર્વક તું આમાંના ગમે તે ઓવારે જશે તોયે સચ્ચિદાનંદરૂપ સુખદ વારીને તું પામશે જ; પણ કદી પણ એમ કહેતો નહિ કે તારો ધર્મ બીજાના ધર્મ કરતાં વધારે શ્રેષ્ઠ છે.

૬૩૨. પ્રશ્નઃ—શું કંઇ પણ અચાનક એકદમ બનવા પામે છે?

ઉત્તરઃ—ના. સામાન્ય રીતે તો પૂર્ણતાના શિખરે પહોંચવાને માટે માણસે ઘણાં દ્વારો, માર્ગમાં વટાવવાનાં છે. બાબુ દ્વારકાનાથ મિત્રને એક દિવસમાં વરિષ્ટ ન્યાયમંદિરનો ન્યાયાધીશ બનાવવામાં નહોતો આવ્યો. તે ન્યાયાલયના આસનને લાયક થયો તે પૂર્વે તેને સખ્ત અભ્યાસ કરવો પડ્યો હતો અને ઘણાં વર્ષો મહેનત કરી સંકટો વેઠી કસોટીમાંથી પસાર થવું પડ્યું હતું. જેઓ તેટલી મહેનત કરવાને અને દુઃખો ભોગવવાને તૈયાર નથી, તેઓને અંટોળકાટલા જેવા વકીલોની માફક અથડાયા કરવાનું છે. તો પણ જો ઇશ્વરની કૃપા કોઇ વાર ઉતરે તો,

રંકના રાય અને રાયના રંક બની જવાનો સંભવ છે. આવું જ કવિ ચક્રચૂડામણિ કાળિદાસના સંબંધમાં બન્યું હતું. એક રખડતા અજ્ઞાન ગામડીઆની સ્થિતિમાંથી તે એકદમ માતા સરસ્વતીની કૃપાએ કરીને ભારતવર્ષના મહાન્ કવિ તરીકે પ્રખ્યાત થવાને ભાગ્યશાળી થયો હતો.

૬૩૩. સચ્ચિદાનંદના મહાન્ સાગરમાંથી જે પવન ફૂંકે છે તે જેના ઉપર થઇને વાય છે તેના હૃદય ઉપર ઉંડી અસર થયા વિના રહેતી નથી. પ્રાચીન મહર્ષિઓ જેવા કે સનક, સનાતન વગેરે આ પવનથી નરમ થયા હતા. ઇશ્વરના પ્રેમના મસ્ત ભક્ત નારદ દૂરથી જ આ સચ્ચિદાનંદ પરમાત્માની ઝાંખી જોવા પામ્યા હતા; આવો અલપઝલપ અપરોક્ષાનુભવ થયા પછી તે પોતાને-પોતાના આત્માને ભૂલી ગયા હતા; અને તેથી તે નિત્ય હરિના ગુણાનુવાદનું કીર્તન કરતા, ગાંડા માણસની માફક, કોઈ પણ જગ્યાએ ઝાઝી વાર અટકયા વગર, વિશ્વમાં સર્વ સ્થળે ભટકયા કરે છે. ગર્ભયોગી શુકદેવે હસ્તવડે તે દયાસાગરનો માત્ર ત્રણ વાર સ્પર્શ કીધો હતો, અને તેથી થયેલા અત્યાનંદ-બ્રહ્માનંદને લીધે નગ્ન બાળકવત્ જ્યાં ત્યાં હરહમેશ રખડ્યા કરે છે; અને વિશ્વના મહાન્ ઉપદેશક શ્રીમહાદેવે તે સચ્ચિદાનંદ ઉદધિમાંથી ત્રણ ખોબલા ભરીને પાણી પીધું હતું; અને તેથી તેને બ્રહ્માનંદની લેહ લાગવાથી શબવત્ પડ્યા રહે છે. સચ્ચિદાનંદના સાગરની અકળિત ગુહ્ય શક્તિનું માપ કોણ લેવાને શક્તિમાન છે.



# વિવેકાનંદ વિચારમાળા—પ્રથમ પુષ્પ

## કર્મયોગ અને ભક્તિયોગ

### વિષયાનુક્રમણિકા


ભૂમિકા.

૧ An Eastern Voice from the West.

૨ પશ્ચિમમાંથી પૂર્વનો નાદ.

૩ બે અવતરણો. ૪ સ્વામી વિવેકાનંદનું ચરિત્ર.

૫ મારા ગુરૂ—એટલે સ્વામી વિવેકાનંદના ગુરૂ

**પરમહંસ રામકૃષ્ણનું જીવનચરિત્ર**

૬ કર્મયોગ—પ્રકરણ.

૧ કર્મ અને તેનો સ્વભાવ સાથે સંબંધ.

૨ સર્વ પોતપોતાના સ્થાને મોટાં જ છે.

૩ નિરપેક્ષ પરોપકાર બુદ્ધિ, એ જ કર્મબંધનને તોડવાની યુક્તિ છે.

૪ કર્તવ્ય એટલે શું ?

૫ આપણે ઉપકાર કરીએ છીએ, તે પોતાપર જ ઉપકાર કરીએ છીએ, જગત ઉપર કરતા નથી.

૬ અહંતાનું સર્વથા વિસ્મરણ થવું, એનું જ નામ વૈરાગ્ય.

૭ મુક્તિ. ૮ કર્મયોગનો ઉદ્દેશ. ૯ કર્મયોગનું સ્પષ્ટીકરણ—ઉપસંહાર.

૭ ભક્તિયોગ—પૂર્વાર્ધ

પ્રકરણ

૧ ભક્તિની વ્યાખ્યા. ૨ ઇશ્વર એટલે શું ?

૩ આધ્યાત્મિક અનુભવ, એજ ભક્તિ યોગનો અંત્ય સાધ્ય હેતુ.

૪ ગુરૂની આવશ્યકતા. ૫ ગુરૂ શિષ્યનાં લક્ષણો.

૬ અવતાર અને અવતારી પુરૂષો. ૭ મંત્ર, ૐ શબ્દ અને જ્ઞાન.

૮ મૂર્તિ પૂજા. ૯ ઇષ્ટ દેવતા. ૧૦ ભક્તિ યોગની પદ્ધતિ અને સાધનો.

## ૮ ભક્તિયોગ-ઉત્તરાર્ધ

૧ પૂર્વ વૈરાગ્ય. ૨ ભકતોને ભક્તિથી જ વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.
૩ ભક્તિયોગની સુલભતા અને તેનું રહસ્ય. ૪ ભક્તિના પ્રકારો.
૫ સર્વ ભૂતોમાં પ્રેમ, એ આત્મ સ્વરૂપને કેવી રીતે મેળવે છે?
૬ સત્ય ભક્તાની ભક્તિ અને જ્ઞાન એ બન્ને એક જ છે.
૭ ત્રિવિધ ભક્તિ.
૮ પ્રેમસાગર એ જ ઇશ્વરના અસ્તિત્વનું પ્રત્યક્ષ પ્રમાણ છે.
૯ ભક્ત કામ કલ્પદ્રુમનાં સગુણ સ્વરૂપો. ૧૦ ઉપસંહાર.

## ૯ ભક્તિ-પ્રાથમિક અને પરા.

૧૦ પ્રાચ્ય અને પાશ્ચાત્ય. ૧૧ ભારતીય જીવનમાં વેદાંત.
૧૨ બન્ધ અને મોક્ષ. ૧૩ બૌદ્ધ ધર્મનો વૈદિક ધર્મ સાથે સંબંધ
૧૪ ભરતભૂમિના મહાપુરુષો. ૧૫ વેદાંતની પ્રેરણા.
૧૬ આત્મા. ૧૭ જાતિ સુધારણા.
૧૮ રાષ્ટ્રીય રેપાત્મક શિક્ષણ.
૧૯ આર્યાવર્ત્તની વિચારશક્તિથી વિશ્વનો વિજય.
૨૦ સામાજિક સુધારણાનો સત્ય માર્ગ. ૨૧ એક મિત્રને ઉપદેશ
૨૨ સૃષ્ટિ સર્જન સ્તોત્ર. ૨૩ જાપાન. ૨૪ વેદાંતિ મેકસમુલ૨
૨૫ પ્રબુદ્ધ ભારત! (કાવ્ય).

વિવેકાનંદ વિચારમાળાનું દરેક પુસ્તક ઉંચા કાગળો ઉપર, સું સુવાચ્ય ટાઇપમાં, કાળજીપૂર્વક સંશોધન કરીને છપાવેલું છે. પૂઠાં પા મનોહર અને ઇમિટેશન મોરોકકો જેવા છે.

સાઇઝ-કદ-૬×૮ ઇંચ-પૃષ્ઠ સંખ્યા ૫૭૫. **કીંમત રૂ. ૩-૮-**

---:o:---

# વિવેકાનંદ વિચારમાળા-દ્વિતીય પુષ્પ

રાજયોગ અને યોગસૂત્ર

## વિષયાનુક્રમણિકા

ભૂમિકા

૧ રાજયોગ-પૂર્વાર્ધ

પ્રકરણ.

૧ ઉપોદ્ઘાત. ૨ પૂર્વ અંગો. ૩ પ્રાણ.

૪ માનસિક અથવા ચિન્મય પ્રાણ.

૫ આધ્યાત્મિક પ્રાણાયામ. ૬ પ્રત્યાહાર અને ધારણા.

૭ ધ્યાન અને સમાધિ. ૮ યોગ તત્વ.

રાજયોગ ઉત્તરાર્ધ-પતંજલિનાં યોગસૂત્રો.

ઉપોદ્ઘાત.

યોગસૂત્રોઃ—પ્રથમ અધ્યાય-સમાધિપાદ

,, દ્વિતીય અધ્યાય-સાધનપાદ.

,, તૃતીય અધ્યાય-વિભૂતિપાદ.

,, ચતુર્થ અધ્યાય-કૈવલ્યપાદ.

પરિશિષ્ટ

યોગમાં આવતા કેટલાક પારિભાષિક શબ્દોની સૂચી અને તેના અર્થો.

૨ પ્રેરણાત્મક સંવાદ ૩ પવ્હારી બાબા

૪ શ્રીમદ્ વિવેકાનંદ સ્વામીનાં પત્રો (પ્રથમ ભાગ)

૫ દેવદૂત ક્રાઇસ્ટ ૬ વિશ્વના મહાન શિક્ષકો.

૭ રામકૃષ્ણ-તેનું ચરિત્ર અને વચનો.

આ પુસ્તકમાં સ્વામી વિવેકાનંદનો હિન્દી પહેરવેશવાળો, ફેંટા સાથેનો, ઉભા સ્વરૂપનો સુંદર ફોટો છાપેલો છે. પૃષ્ઠ સંખ્યા-૫૦૦ કીંમત રૂ. ૩-૮-૦

# વિવેકાનંદ વિચારમાળા–તૃતીય પુષ્પ

## જ્ઞાનયોગ

## વિષયાનુક્રમણિકા

ભૂમિકા
જ્ઞાનયોગ–(સંપૂર્ણ)
પ્રકરણ.
૧ ધર્મની આવશ્યકતા.
૨ સર્વ સામાન્ય ધર્મની કલ્પના અને તેનું અત્યુચ્ચ સ્વરૂપ.
૩ વસ્તુ પુરૂષ અને ભ્રાંતિ પુરૂષ.
૪ માયા. ૫ માયા અને ઈશ્વર વિષયક કલ્પનાનો વિકાશ.
૬ માયા અને મોક્ષ. ૭ અવ્યક્ત બ્રહ્મ અને સાકાર બ્રહ્મ.
૮ વિશ્વ વિચાર–(૧) સ્થૂલ અથવા ભૌતિક સૃષ્ટિ.
૯ વિશ્વવિચાર–(૨) સૂક્ષ્મ સૃષ્ટિ.
૧૦ પુનર્જન્મવાદ–(૧) ૧૧ પુનર્જન્મવાદ (૨)
૧૨ આત્માનું અમરત્વ–આત્મા અમર છે કે ?
૧૩ ભિન્નત્વમાં ઐકયનો પ્રત્યય. ૧૪ સર્વત્ર વિભુદર્શન.
૧૫ સાક્ષાતકાર. ૧૬ આત્માની સ્વતંત્રતા.
૧૭ વ્યાવહારિક વેદાંત–(પ્રથમ ભાગ)
૧૮ વ્યાવહારિક વેદાંત–(દ્વિતીય ભાગ)
૧૯ વ્યાવહારિક વેદાંત–(તૃતીય ભાગ)
૨૦ વ્યાવહારિક વેદાંત–(ચતુર્થ ભાગ) ૨૧ વેદાંત.

# વિવેકાનંદ વિચારમાળા—ચતુર્થ પુષ્પ

## સાંખ્યદર્શન અને પ્રકીર્ણ લેખો

## વિષયાનુક્રમણિકા

પ્રકરણ.

૧ સાંખ્યદર્શન.

૨ ચિકાગોની ધર્મપરિષદ્‌નાં વ્યાખ્યાનો.

૩ આત્મા, પરમેશ્વર અને ધર્મ.

૪ હિન્દુ ધર્મ.

૫ ધર્મ એ શી વસ્તુ છે ?

૬ વિવેચક બુદ્ધિ અને ધર્મ.

૭ આર્યજ્ઞાન મંદિરની સોપાનપંક્તિ.

૮ સાક્ષાત્કારનો માર્ગ.

૯ વેદાંતની ઓજસ્વિતા અને પ્રતિષ્ઠા.

૧૦ સમાગમો.

૧૧ સંભાષણ અને સંવાદ.

૧૨ પ્રાચીન ભારતનાં વીર કાવ્યો.

(૧) રામાયણ અને (૨) મહાભારત.

૧૩ સામાજિક પરિષદના પ્રાસ્તાવિક વ્યાખ્યાનપર કટાક્ષ.

૧૪ થીઓસોફી વિષે કેટલાક સ્ફુટ વિચારો.

૧૫ શ્રીમદ્ વિવેકાનંદ સ્વામીના પત્રો—(દ્વિતીય ભાગ)

આ પુસ્તકમાં સ્વામી વિવેકાનંદનો બેઠેલા સંન્યાસી સ્વરૂપનો સુંદર ફોટો છાપેલો છે. પૃષ્ઠ સંખ્યા ૪૭૫. કીંમત રૂ. ૩-૮-૦.

# વિવેકાનંદ વિચારમાળા—પુષ્પ પાંચમું

## પ્રકીર્ણ લેખસંગ્રહ

## વિષયાનુક્રમણિકા

પ્રકરણ

ભૂમિકા.

૧ કર્મ અને તેનું રહસ્ય. ૨ મનઃસામર્થ્ય.
૩ ભારતવર્ષ અજ્ઞાનગ્રસ્ત દેશ છે કે શું?
૪ વેદાંત મતનું સામાન્ય નિરીક્ષણ.
૫ વેદાંત અને માનવી સંસ્કૃતિ.
૬ શ્રુતિગત તત્ત્વજ્ઞાનની ઉત્ક્રાંતિ.
૭ વિશ્વને ભારત વર્ષનો સંદેશ.
૮ ડોક્ટર પોલ ડ્યૂસન. ૯ ભગવાન બુદ્ધ.
૧૦ જડભરતની કથા. ૧૧ પ્રહ્લાદની કથા.
૧૨ શ્રીમદ્ વિવેકાનંદ સ્વામીના પત્રો (તૃતીય ભાગ)
૧૩ ગીતા વિષે કેટલાક વિચારો.
૧૪ ભક્તિ. ૧૫ કોલંબોથી અલ્મોરા.
૧૬ સુધા વાણી. ૧૭ ઈશ્વરના અવતાર.
૧૮ પ્રશ્નોત્તરો. ૧૯ યાજ્ઞવલ્કય અને મૈત્રેયી.
૨૦ શાંતિ કાવ્ય.

આ પુસ્તકમાં સ્વામી વિવેકાનંદનો યૂરોપી પહેરવેશમાં વીગ નામની બાલવાળી ટોપી સાથેનો સુંદર ફોટો છાપેલો છે. પૃષ્ઠ સંખ્યા ૪૫૦.

કીંમત રૂ. ૩-૮-૦

# વિવેકાનંદ વિચારમાળા--પુષ્પ છઠ્ઠું

## પ્રકીર્ણ લેખસંગ્રહ

**છપાય છે. છપાય છે.**

**એમાં છપાનારા કેટલાક વિષયોની અનુક્રમણિકા**

૧ આધુનિક આર્યાવર્ત.
૨ વર્તમાન ભારતવર્ષ વિષયક પ્રશ્ન અને તેનું નિરાકરણ.
૩ જ્ઞાન, તેની ઉદ્‌ગમ ભૂમિ અને પ્રાપ્તિ.
૪ પેરીસની ધર્મેતિહાસ પરિષદ.
૫ હિન્દુધર્મ અને શ્રીરામકૃષ્ણ પરમહંસ.
૬ શ્રીરામકૃષ્ણનાં સ્તોત્રો. ૭ ઇસુનું અનુકરણ.
૮ શિવનું ભૂત. ૯ ગીતા–શાંકરભાષ્ય.
૧૦ ભારતવર્ષને કેવા પ્રકારના શિક્ષણની આવશ્યકતા છે?
૧૧ આપણા વર્તમાન સામાજિક પ્રશ્નો.
૧૨ ધર્મભૂમિ ભારત. ૧૩ વિવિધ વિષય વિચાર.
૧૪ દિવ્ય પ્રજ્ઞાનો સંદેશો. ૧૫ કાલિમાતા (કાવ્ય)
૧૬ નિર્વાણાષ્ટક (કાવ્ય) ૧૭ સ્વાતંત્ર્ય પ્રકાશ (કવિતા) વગેરે વગેરે.

આ પ્રમાણે બીજા ઘણા ઉત્તમોત્તમ લેખોનો સંગ્રહ આ ગ્રન્થમાળામાં પ્રકટ કરવામાં આવશે. આ ગ્રન્થો દરેકે દરેક આર્યધર્માભિમાનીએ વાંચવા જેવા છે. એ વાંચવાથી થોડામાં ઘણું જ્ઞાન મળે છે. એમાં પણ સ્વામી વિવેકાનંદનો એક સુંદર ફોટો આપવામાં આવશે. પૃષ્ઠ સંખ્યા ૫૦૦ ની લગભગ થશે. **કીંમત રૂ. ૩–૮–૦.**

દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું પડશે. પાંચ પુષ્પનો આખો સેટ મંગાવનારને રૂપીએ એક આનો વળતર કાપી આપવામાં આવશે.

# અનન્તાનુભૂતિ કિંવા અનંતજીવન

આ ગ્રન્થ અમેરિકાના મહાન તત્વવેત્તા શ્રી રાલ્ફ વાલ્ડે ટ્રાઇનનો લખેલો છે. આ તત્વવેત્તાની વિચારશ્રેણી અને આપણા આ ઋષિમુનિઓની વિચારશ્રેણી એક સરખી જણાવાથી આ ગ્રન્થ મોટા પરિશ્ર અને વ્યયે તૈયાર કરાવવામાં આવ્યો છે. અને તે સર્વેએ એક વાર વાંચવ યોગ્ય છે. પુસ્તકનો વિષય સમજાય તે માટે નીચે અનુક્રમણિકા આપી છે


૧ ભૂમિકા. ૨ વિશ્વનું ઉત્કૃષ્ટ તત્ત્વ.
૩ માનવ જીવનનું પરમ સત્ત્વ.
૪ જીવનની પૂર્ણતા—શારીરિક આરોગ્ય અને શક્તિ.
૫ પ્રેમનું રહસ્ય, બળ અને પરિણામ.
૬ પ્રજ્ઞા અને આંતરિક પ્રકાશ. ૭ સંપૂર્ણ શાંતિનો સાક્ષાત્કાર
૮ સંપૂર્ણ શક્તિનો સાક્ષાત્કાર.
૯ સર્વ પદાર્થોની વિપુલતા—સમૃદ્ધિશાળી થવાનો નિયમ.
૧૦ ભવિષ્ય વેત્તા, દ્રષ્ટા, ઋષિ અને વિશ્વોદ્ધારક થવાના નિયમો.
૧૧ સર્વ ધર્મનું મૂળ તત્ત્વ—વિશ્વમાન્ય ધર્મ.
૧૨ વિશાળ વૈભવની સદ્યઃ પ્રાપ્તિ.


મૂળ ગ્રન્થકર્તાનો સુંદર ફોટો ચિત્ર. તેનો જીવન પરિચય, વિદ્વ પૂર્ણ પ્રસ્તાવના અને ઉપોદ્ઘાત સહિત. સાઇઝ ૭॥×૪॥ ઇંચ. ૧ સંખ્યા ૨૭૮. મૂ. રૂ. ૨–૪–૦

(૨) રોગ એ ઇશ્વરીકોપ નથી. (૩) રોગનાં કારણો. (૪) દવા—તેના લાભ ને ગેરલાભ. (૫) ચેપીરોગ. (૬) વસ્ત્ર કેવાં પહેરવાં તેનો વિચાર. (૭) સ્વચ્છ હવા. (૮) સ્નાનવિધિ. (૯) આરોગ્યગૃહ કેવું હોય. (૧૦) ખોરાક. (૧૧) કસરત. (૧૨) દાંત કેમ મોડા પડે તેનો ઉપાય. (૧૩) વાળ સફેદ ન થવાની વિધિ. (૧૪) ઉંઘ. (૧૫) મગજ. (૧૬) ખુજલી—દરાજ. (૧૭) અપવાસ. (૧૮) જુલાબ કેવો લેવો. (૧૯) ધાતુપુષ્ટિની દવાના લાભ અને ગેરલાભ વગેરે ... ... ... ... ... ૦—૧૨

રૂ. આ.

**ચિદ્દઘનાનંદી શ્રીમદ્દભગવદ્દગીતા**

ભાવનગરવાસી શ્રીમદ્દ ચિદ્દઘનાનંદ સ્વામીકૃત. બહુ સુંદર ભાષાંતર છે. છેવટે પારિભાષિક શબ્દોનો કોશ આપવામાં આવ્યો છે. એમાં નિચેના પાંચ શ્લોકનાં પાંચ રંગિન ચિત્રો મુકવામાં આવ્યાં છેઃ—

૧. सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत। अ. १ श्लो. २१.

२. कुतस्त्वा कश्मलमिदं। अ. २ श्लो. २.

३. प्रणवः सर्ववेदेषु। अ. ७ श्लो. ८.

४. अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम्। अ. ८ श्लो. २४—२५.

५. कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो। अ. ११ श्लो. ३२. ૬— ૦

**જ્ઞાનેશ્વરી શ્રીમદ્દભગવદ્દગીતા**

શ્રી જ્ઞાનદેવની ઓવીનું ભાષાંતર. અતિ સરળ, સામાન્ય વાચકોને સત્વર ગમ પડે તેવું, સુંદર છપાઇ, ઉંચા કાગળ, અને પાકાં પુઠાં. એમાં નિચેના પાંચ શ્લોકનાં પાંચ રંગિન ચિત્રો આપવામાં આવ્યાં છેઃ—

१. धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः अ. १ श्लो. १.
२. यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत। अ. ४ श्लो. ७.
३. पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान्.
अ. ११ श्लो. १५.
४. ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम्। अ. १५. श्लो. १.
५. नष्टो मोहः स्मृतिर्लब्ध्वा त्वत्प्रसादान्मयाच्युत। अ. १८
श्लो. ७३. ... ... ... ... ६—०

## પંચદશી

વેદાંત જ્ઞાનનો ગ્રંથ પૂજ્યપાદ ભગવાન્ શ્રીમત્ શંકરાચાર્યની ગાદીપર વિરાજનાર વિદ્યારણ્ય સ્વામીનો રચેલો છે. એનાપર વિસ્તાર સહિત ચન્દ્રકાંત નામનું સ્વતંત્ર વિવરણ સ્વ. ઇચ્છારામ સ. દેશાઇએ લખેલું છે, જે એવી તો સરળતાથી આપવામાં આવ્યું છે કે, સાધારણમાં સાધારણ જિજ્ઞાસુ પણ વેદાંત જેવા ગહનમાં ગહન વિષયની અંદર અતિ સરળતાથી પ્રવેશ કરી શકે. પ્રથમ ઉત્થાનિકા આપવામાં આવેલી છે, પછી મૂળ શ્લોક, પછી શબ્દાર્થ અને તેની નિચે વિસ્તારવાળું વિવરણ આપવામાં આવ્યું છે. જિજ્ઞાસુને સમજવાને સરળ પડે તેટલા માટે સ્થળે સ્થળે દૃષ્ટાંતોથી સિદ્ધાંતો સિદ્ધ કરેલા છે. આ પ્રકારની કોઇ પણ જાતની ટીકા ગુજરાતી ભાષાના કોઇ પણ ગ્રંથમાં થઇ નથી. સુપર રોયલ ઓક્ટેવો પૃષ્ઠ ૮૦૦; પાકાં પૂઠાં અને ઉત્તમ કાગળપર છાપેલું છે ... ६—०

બીજાં પુસ્તકો માટે સૂચીપત્ર મંગાવો.

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ—મુંબઈ.